ગુજરાતી

# છઠી ચોપડીના અર્થ

વ્યાકરણ સાથે



બનાવનાર તથા પ્રસિદ્ધ કરનાર

ઇશ્વરલાલ માહાસુખ

અમદાવાદ નમ્બર ૨ જાની સરકારી

નિશાળમા ૧લો આસીસ્ટંટ તથા

વાડીલાલ દલીચંદ

આવૃત પેહલી

અમદાવાદ

[illegible]નાર "ગુજરાત યુનિયન પ્રેસ"ના માલીક

વાડીલાલ દલીચંદ

[illegible] માણેકચોક આગળ કાગદીઓળમા

શા૦ મોતીચંદ દલીચંદનું મકાન

સંવત ૧૯૨૯ —— સને ૧૮૭૩

કીમત રૂ૦-૫-૯

ગુજરાતી

# છઠી ચોપડીના અર્થ.

## પાઠ ૧ લો.

ઉદ્યોગ-ધંધો, મેહેનત (ના.) વિલાશ-ચેનબાજી, મોજ શોખ (ના.) ભવિષ્ય-આગળ ઉપર બનવાની વાત, નશીબ (ના) વિદ્યા-ભણતર, સારદા, સરસ્વતી (ના.) અભ્યાસ-માહાવરો, વધારો (ના.) ગેરહાજર-હાજર નહી (ના.) અમૂલ્ય-જેની કીંમત નહી તે (વિ.) જુગાર-જુગટુ (ના.) આળસ-સુસ્તાઈ (ના.) ગુમાવેછે-ખૂએછે, ગાળેછે (ક્રિ.) મોસમ-તક, રત(ના.) તીડ-એક જાતના જીવ (ના.) ભીખ-ભિક્ષ,ખેરાત(ના.) નમ્રતાઈ-નરમાસ, ગરીબાઈ (ના.) અપવાસી-ભૂખ્યુ, ખાધા વગરનું (કૃ.) ઉગારશો-બચાવશો જાળવશો (કૃ.) અપરાધ-તકશીર,, ગુન્હો વાંક (ના.) નાનપણ-બચપણ; છોટાપણું (ના.) ઘડપણ-વૃધ્ધાપણ,બુઢાપણ(ના.) નિર્ધન-ધંન વગરનો, રંક, ગરીબ (વિ.)

## પાઠ ૨ જો.

પૈસાદાર-તવંગર, તાલેવન (વિ.) વર્તશે-કરશે, ચાલ

શે (ક્રિ) ગુણ-લાભ, ફાયદા, નફો (ના.) નિરાશ-આશા વગરનો, ના ઉમેદ (વિ.) ઉદાશ-દીલગીર (વિ.) તરણાનેતોલ-તરખલા જેવો (વિ.) ઉમંગ-હોંશ, ખુશી-થી (ના.) ઉપયોગ-વાપરવું, કામમાં લેવું તે (ના) પરિણામ-ફળ, હાલ (ના) નામર્દ-કમજોર (વિ.) છલંગ-ફલંગ, કુદકો (ના) નિષ્ફળ-વ્યર્થ, ફોકટ મિથ્યા (વિ) માલ-જીવ, દમ (ના) હઠ-જીદ, મમત (ના.) નાહિમત-હીંમતથી ડરવું (વિ) આરંભ-શરૂ કરવું તે (ના)

પાઠ ૩ જો

રેશમ-હીર (ના) આશ્ચર્યકારક-નવાઈ જેવું (વિ) કિનખાબ-એક જાતનું કસબનું લુગડું (ના) સાટીન- એક જાતનું રેસમી લુગડું (ના.) ગજી-ગજ પનાનું રેશમી લુગડું (ના) ઊંચા-વધારે કિમત વાળા (ના) હીરાગળ-રેશમી, રેશમના (વિ) શેતુર-એક જાતના પાંદડાં (ના) તાંતણા-તાર (ના) અસલ-પ્રથમ, અગાઉ (અ) પ્રથમ-પેહેલાં (વિ) બાદશાહ-મોટા રાજા (ના) બેગમ-બાદશાહ ને નવાબની ધણીઆણી (ના) ઇ૦સ૦-ઇશુનું વરષ (હાલ ૧૮૭૨.) (ના) ખ્રિસ્તી-વિશ્વાસી ધર્મના (ના) ગોંસાઇ-વેરાગી, સાધુ, બાવો (ના.) વંશ-કુટુંબ, ઓલાદ, કુળ (ના.) પતંગીઉ-રેશમ કરડી પતંગના આકારે નિકળનાર જીવડો

(ના) સૅવાય-હુફાળા થાય, ગરમાળા થાય (ક્રિ.) જખરો-જોરવાળો (વિ.) નિપજ-પાક, પેદાશ, ઉપજ (ના.) પારદર્શક-કોઈ પણ વસ્તુ આરપાર દેખાય તે (વિ.) રારેશા-એક જાતનો ચીકણો પદાર્થ (ના.)

પાઠ ૪ થો.

પુષ્ઠ-બરાબર, પાકી (વિ.) પોતિકા-પોતાના(સ.) ઉંઘણસી-જેને ઘણી ઊંઘ હોય તે (વિ.) કોશેટો-ખારેકના જેવી ગોળ દડી (ના.) શલંગ-આરો (વિ.) ફૂટ-૧૨ ઈંચ, એક હાથ, સુતારી અડધો ગજ (ના.) આશ્ચર્ય-નવાઈ (વિ.) સોનેરી-સોનાના રંગ જેવા (વિ) વિલાયત-ઈંગ્લાંડ, અંગ્રેજ લોકોનો દેશ, લંડન (ના.) ગરમ-હુંફાળુ (વિ.) રૂંવાટી-ઝીણા વાળ (ના.) ગાતબર-મોટા, ભારે (વિ.) કારખાનું-કાંઈ પણ હુન્નરનું ઠેકાણું (ના.) નિપજતું-પાકતું, થતું (કૃ.) પુષ્કળ-ઘણું, બહુ(વિ.) ભાતભાતના-તરેહ તરેહના(વિ.)

પાઠ ૫ મો.

દ્વીપ-બેટ, ટાપુ, જેની ચારે તરફ પાણી ને વચમાં જમી ન હોય તે (ના.) ભગંદર-મોટુ ખાકું, એક જાતનો રોગ (ના.) ભુંગોળવિદ્યા-પૃથ્વીના ગોળાની વિદ્યા તે (ના.) માહદ્વીપ-મોટા બેટો(ના.) સમુદ્ર-દરીઆ, સાગર, રત્નાગર(ના.) સરોવર-મોટુ બાંધેલું તળાવ(ના.) નદી-પર્વતમાંથી નિકળેલો મીઠા પાણીનો પ્રવાહ (ના.)

આકાર-ડોળ, ચેહેરો, રંગ (ના.)
અનુકુળ-પાંસરૂ, મળતું (વિ) ખંડ-જમીનના મોટા ભાગ
જેમાં ઘણા દેશ આવેલા તે (ના)
વર્ણન-બ્યાન, વાત (ના) આથડો છે-પડો છો અપડાઓ
છો (ક્રિ) સોધ-તપાસ, ખોળ (ના) નક્કર-સંગીન (વિ)
ખડક-ખરાબો પાણીથી ઢંકાએલા મજબુત પથરા, મોટા
ટેકરા (ના) કારણ-સબબ (ના) ચોકસાઈ-તજવીજ
(ના) ધડાકા-મોટા અવાજ (ના) ગરમી-તાપ, ઉ
ષ્ણતા (ના) પીગળેલા-ઓગળેલા (કૃ) ઉભરો-જોસ્શો
(ના) ધરતીકંપ-ધરતી કંપારો, જમીનનું ડોલવું (ના)
ઉપાડે-ઊંચકે (કૃ) ઉપજે-ઉચકાઈ આવે (કૃ)
જવાળામુખી-જેના મોંમાથી અગ્નિ નિકળે છે તે (ના.)
સુરંગ-સરંગ, દારૂ ભરીને ભોંપની અંદર ફાડીને રસ્તા ક
રે છે તે (ના.)

## પાઠ ૬ ઠો.

ગદા-મોટા પથરા (ના.) પહાડ-મોટા ઊંચા લાંબા
સાથે જોડાએલા ડુંગરો (ના.) છોળો-છાલકો(ના.)
મેદાન-રાનમાં લાંબી પોળી મોટી ખુલ્લી જગો તે (ના)
પુછપાછ-તજવીજ (ના) વિદ્વાન-પંડીત, ઘણું ભ-
ણેલો (ના.) ઉત્પંન-પેદા (ના.) ખાતર-ઘાસ, છાણ,
વગરે કોહી ગએલો કચરો(ના) વન-રાન, જંગલ (ના)
નાશ-ધીપ, અંત (ના)

## પાઠ ૭ મો

કરોળીઓ-જાળામાં રેહેનાર જીવડો (ના)
સુઘડ-સ્વચ્છ ચોખ્ખા (વિ) લટકેછે-ટીંગાય છે (ક્રિ)
સંકેલી-ખેંચી, વાળી (કૃ) મજબુત-જોરાવર (વિ)
મચ્છારાદીક-મચ્છર વગર (વિ) ઝાકળ-ઓસ (ના)
રેહેઠાણ-રેહેવાનું ઠેકાણું (ના) રોપા-છોડવા (ના)
અસ્તર-અંદરનું પડ (ના) યુક્તિ-તદબીર (ના)
દમ-સાસ, શ્વાસ(ના)

## પાઠ ૮ મો

પસ્તાવો-દીલગીર થવું (ક્રિ) વૃક્ષ-ઝાડ (ના)
મોંઢળ-એક જાતનું ફળ (ના) ડુબવું-ડુબીજવું (કૃ)
બાળકી-બાળક, નાની છોકરી (ના) જીવિકા-જેથી ગુજ
રાન ચાલે છે તે (વિ) ગંધો-સુગંધ (ના)
પેખવું-જોવું (ક્રિ) ઉન્મત્ત-ઉદમાત, તોફાન (ના)
મડું-મડદું (ના) દિક્ષા-સંસાર ત્યાગ કરવો (ના)
ઠાલો-ખાલી (વિ)ગપો-સાચી જુઠી વાતોના તડાકા (ના)
છાવરે-સંતાડે (ક્રિ) તોફાની-લડવાઈઓ (વિ)
ભાખે-કહે (વિ) બુઢા-ઘરડા (વિ)

## પાઠ ૯ મો

પ્રકરણ-ભાગ (ના) ગાદી-આસન (ના)
પંજાબ-પાંચ(ના)સરદી-હવા નદી ઉપર આવેલો તે (ના)
બાહાદુર-શુરો (વિ) મેઓ-નાની ખીટીઓ (ના)

## પાઠ ૧૦ મો

આશા—આશ, ઉમેદ (ના)   દગો—કપટ (ના)

અભય—બીક નહી તે (વિ)   જોરસો—જોર (ના)

લોભ—લાલચ (ના)   વાટ—રસ્તો (ના)

ધર્મશાળા— ધર્મની જગા(ના)   સદાવ્રત—ધર્મનું આપે તે(વિ)

## પાઠ ૧૧ મો.

વડો— મોટો (વિ)   દમ—જોર (ના)

બખશિસ—ખુશી થઇને આપે તે (ના)

અમીર—મોટા માણસ (ના)   દવાઇ—આણ (ના)

એકલવાયો એકલો (વિ)

## પાઠ ૧૨ મો.

બીક—ડર (ના)   ઘાત—કાળ (ના)   શીંડો—નાસારણુ (ના)

હદ—સીમા (ના)   દરબાર—કચેરી (ના)

## પાઠ ૧૩ મો.

રાવ—રાજા (ના)   કબર—ઘોર (ના)   ઓલાદ—વંશ (ના)

મેહેર—દયા (ના)   ચંચળ—હોંસીઆર (વિ)

## પાઠ ૧૪ મો.

હાડપંજર—હાડકાંનો માળો (ના)   બંધન—બંધ (ના)

મર્મસ્થાન—હાડકા માહેલું ઠેકાણું(ના) અણીઆરા—અણીવાળા (વિ)   અણીઆરા—કમાડનાં ઘાલવાના (ના)

પોષણ—રક્ષણ કરવું (ના)   કાઠુ—શરીર (ના).

## પાઠ ૧૫ મો

જ્ઞાનરજ્જુ—દાતની માંહેલી નસ(ના)દાઢ—ખેવડા દાંત (ના)

પ્રાણ-જીવ, આત્મા(ના.) પચાવવાને-પ્રાચન કરવાને (ક્રૃ.)
જઠર-ખાધેલું અન્ન પેટમાં પ્રાચન થાયછે તે જગો(ના.)
શક્તિ-જોર (ના.) દાઢ-ચેવડો દાંત (ના.)
જડબું-ડાચું (ના.) જડ-મુળ(ના.) દરદ-દુઃખ, દુખાઓ, કળતર (ના.)

## પાઠ ૧૬ મો

રણ-રેતીનું મેદાન (ના.) ભાગ્યેજ-જવલ્લે(વિ)
તડ-ગોઠ (ના.) મુસાફર-મુસાફરી કરનાર માણસ (ના.) હેરાનગતિ-આપદા, વિપત્ત, દુખ (ના.)
વિપત્તિ-આપદા, દુખ (ના.) નિશાણી-એંધાની (ના.)
વંટોળિયો-વાનું તોફાન (ના.) તંબુ-નાનો ડેરો (ના.)
રૂપાળા-સારા (વિ.) અસિલ-સારા(વિ.) શેખ-વકીલ, સરદાર (ના.) કાફલો-ઘણા માણસનું ટોળું (ના.)
ખરચર-નાનું ઘોડું (ના.) સાઢણી-ઊંટની માદા (ના.)

## પાઠ ૧૭ મો.

ખુટકો-ટોટો, તંગાશ (ના.) કોશિયા-કુવામાંથી કોશ વડે પાણી કાઢનાર માણસ (ના.) ઢોલ-નગારૂં (ના.)
જુલાબ-રેચ (ના.) મુસાફરી-દેશો દેશ ફરવું (ના.)
ઇરાદો-વિચાર (ના.) બંદર-નદી કે દરિયાની કીનારપર આવેલું ગામ (ના.) આરબ-અરબસ્તાનના (ના.)
ટાંપી-તાકી, ધારી (કૃ.) નાળુ-નાનો વેરો (ના.)
કુચ-એક જગોથી બીજી જગોએ જવું તે (ના.)

વાટખરચી-રસ્તાનો ખર્ચ (ના.)

પાઠ ૧૮ મો.

આડવાટે-આડે રસ્તે (ના.) મુદલ-બિલકુલ (વિ.) ઠુઠુ-નાનું ડીગળુ (ના.) લુ-તાપ (ના.) ભડકા-દગલે દગલા (ના.) કડાકા-લાંઘણ(ના.) મધ્યાન-બપોર(ના.) ઠેશ-ઠોકર (ના.) કૌવત-જોર, બળ(ના.) ભમરી-ફેર, ચકર (ના.) બેભાન-શુધ્ધિ વગરનો (વિ.) મશક-ચામડાની પાણી ભરવાની કોથળી(ના) તરસ-સોસ(ના.) છીપે-મટે (ક્રિ.) નાકૌવત-નુર વગરનો (વિ.) લાદેલો-નાખેલો (ક્રિ.) ધસ્યો-દોડ્યો (ક્રિ) કાંચકી-સેરડો (ના.) બેશુધ્ધ-ભાન વગરનો (વિ. બેહોષ-ભાન વગરનો (વિ.)

પાઠ ૧૯ મો.

દ્રષ્ટી-નજર (ના.)
સંકટ-દુઃખ(ના.) હુકમ-ફરમાશ(ના.) ભાન-શુધ્ધી(ના.) અંધારાં-ચક્કર (ના.) બળતા-અગન (ના.) આનંદ-હરખ, સંતોષ (ના) શાવધ-હુશિપાર (વિ.) અગની-દેવતા (ના.) ભરપુર-પુરૂ ભરેલું, વધારે (વિ.) જગત્કર્તા-જગતનો બનાવનાર (ના)

પાઠ ૨૦ મો.

ભયાનક-બીવામણું (વિ)
શોકાતુર-દલગીર (વિ.) કેશવાળી-વાલવાળી(વિ.)

સિંહ-મોટું ચોપગું પશું, પશુનો રાજા (ના.) ઝાડી-નાના મોટા જાડો, ગુફા (ના.)
સીકાર-ભક્ષ(ના)ચુકતો-ભુલનો (કૃ)ખો-ખાઇ ગુફા (ના)
રખવાળ-રક્ષા કરનાર (ના) વાધણ-વાધની માદા (ના)
ઠઠ-મેદની, ભીડ (વિ) કેડો-ખ્યાલ (ના)તામશી-કોપાયમાન (વિ) વિકાળ-ભયંકર (વિ) જંગલ-રન, વન (ના)
મુળસ્વભાવ-અસલની ટેવ (ના) ક્રૂર-ઘાતકી (વિ)
કદાચિત-કોઇ વખત (અ) પ્રસંગ-શમય, વખત (ના)
વર્ત્યાં- આવ્યાં (કૃ)

## પાઠ ૨૧ મો.

સાહસ-વગર વિચાર્યું (વિ)
નેટ-છેવટ, છેક (અ) બાંધવ-ભાઇ(ના)તત્પર-તૈયાર (વિ)
મતિ-બુદ્ધિ (ના)સજ્જા-પથારી(ના)વધામણી-સારી ખબર (ના)વિમાશણ-પસ્તાવવું (ક્રિ) પતિવ્રતા-ધણીના કહ્યા સર ચાલે તે સ્ત્રી (ના)તુલ્ય-બરાબર, સરખુ (વિ)
દાવાનળ-વગડાનો અગ્નિ (ના) હર્ષ-હરખ (ના)
વિવિધ-જુદા જુદા (વિ) પ્રસવ્યો-અવતરચો (ક્રિ)
કુડો-નઠારો (વિ)માનની સ્ત્રી, બાયડી(ના)વ્રત-નિમ (ના)
સુત્ર-સંસાર સંબંધી સંબંધ રાખનાર, સુતર (ના)
કલ્પાંત-અતિશય કકળાટ કરવો (ના)જુવંતી-જુવાન બાયડી (ના) શિદ્ધપુર-પાટણની પાસે સરસ્વતી નદી ઉપર એક ગામ છે (ના) મહામતી-મોટા વિર્ય્યા

૨ વંત (ના) સતી-પતિવ્રતા, સાધ્વી (વિ)
પુત્રી-છોકરી, દીકરી (ના)તંન-છોકરો (ના) મન-ચાહેના,
પ્રિતી (ના) પ્રકાર-રીત (ના)રૂડા-સારા (વિ). કૃત્ય-કામ
કાજ (ના) નરનારી-ભાયડો બાયડી (ના) પવિત્ર-ચો
ખ્ખા (વિ) પુત્ર-છોકરો (ના) માયા-ચાહેના (ના)
પુરૂષ-મરદ, ભાયડો (ના)આગણ-આગણું (ના)
વચ્ચુ-વચ્ચે (અ)માત-મા (ના)ઉપની-ઉપજી, આવી (કૃ)
પ્રીત-હેત (ના) શુભ-સારૂ (વિ) પોઢાડે-સુવાડે (કૃ)
જોડ-સાથે (અ)કુંવર-છોકરો (ના)કોડ-હોંસ (ના)
મોટેરૂં-મોટું (વિ)બાળ-છોકરૂ(ના)વાચા-ભાન,સમજ(ના)
મનુષ્ય-માણસ (ના) પગલાં-ડગલાં (ના)અદકી- વ
ધી (વિ) સુત-છોકરો (ના) જળ-પાણી (ના)
રોવરાવતો-રડાવતો (કૃ) રીસ-ગુસ્સો (ના)
ડસવાને-કરડવાને(કૃ.) ડોટ-દોડવું(ક્રિ.) કોટ-ડોક(ના.)
મરડી-મચડી, ભાગી (કૃ.) દીશ-તરફ(અ.) શીશ-મા
થુ, મુસ્તક (ના.) ચેતાવી-જણાવી (ક્રિ) કર્મ-કામ
(ના.) દ્રષ્ટાંત-દાખલો(ના.)કવિ-કવિતા બનાવનાર (ના)

## પાઠ ૨૨ મો.

પડ્યો-લઠડ્યો (ક્રિ.) કાચી-નાની (વિ.) રાજપિતા-રાજ
નો રક્ષણ કરનાર (ના.) વજીર-પ્રધાન, મંત્રી (ના)
દુશ્મન-વેરી (ના.) ભરતખંડ-હિંદુસ્તાન (ના.)
બંધીખાનું-કેદખાનું (ના) નિર્દયપણું-ઘાતકીપણું (વિ.)

અહંકાર-ગર્વ, અભિમાન (ના.) અવગુણ-ગેર ફાયદા (ના.) રાજકારભાર-રાજ્યનો વહીવટ(ના.) નિશ્ચય-નક્કી (વિ.) વશ-આધિન (ના.) દરજ્જો-પદવી, હોદ્દો (ના.) નોકરી-ચાકરી (ના.) ભેદ-તફાવત (ના.) ભારે-ઉમદા (વિ.) ઉમદા-સારી, ઊંચી (વિ.)

## પાઠ ૨૩ મો.

અધિકારી-ઓહ્દાદાર (ના.) શુબો-રાજા તરફથી પરદેશમાં કામ ચલાવનાર (ના.) શાહજાદો-બાદશાહનો છોકરો (ના.) ગાંઠવા-પત કરવા(કૃ.) પાધરો-શીધો(વિ.) પચાવી-દબાવી (કૃ.) પાદશાહી-બાદશાહી (વિ.) હઠાવી-હાંકી (કૃ.) સરકરવું-તાબે કરવું(ક્રિ.) ઊંમર-વય (ના.)

## પાઠ ૨૪ મો.

બંદોબસ્ત-ગોઠવણ (ના.) લડાઇ-હુમલો (ના.) તુટી પડવું-એકદમ ધસારો કરવો(ક્રિ.) રાજપકન્યા-રાજાની દીકરી (ના.) આરંભ્યું-શરૂ કર્યું (ક્રિ.) ગડબડ-તોફાન (ના.) કબિલો-પરીવાર (ના.) મદદ-કુમક (ના.) ખાનદાન-મોટું, કુળ(ના) જમાવ-જથો(ના.)

## પાઠ ૨૫ મો.

દેશનિકાલ-દેશની બાહાર (ના) સેનાપતિ-ફોજનો સરદાર (ના) બંડ-હુલડ, દગો, ફીતુર (ના) કુટંબી-પીતરાઇ (ના)મુગલાઇ-મુગલ લોકો (ના) બહાલ-મુકરર (ના)

આપઘાત-પોતાને હાથે મરવું તે (ના)
વચગાળે-મધ્ય ભાગે (અ)    પાધર-સીધુ, પાંસરૂં (ના).
મથાળે-ટોચ ઉપર (ના)    મનસુબો-વિચાર (ના)
નીરંતર હમેશાં, રોજ (અ) બબોલ-બો, બાઇ (ના)
ફળફુલાદી-ફળ અને બીજુ આદીક મળીને (ના)
વિકટ-ભયંકર (ના)    સેંકડો-સો, (વિ)
રળીયામણું-શોભાવંત (વિ)    આનંદ-ખુશી (વિ)

## પાઠ ૨૬ મો

ફતેહ-જીત (ના)યુસફજી-અફગાન (ના)  નિરોગી રોગ વગર (વિ)    રોશનીયા-પ્રકાસવાળા (વિ) નાહક-વીના કારણે (વિ)    કુસ્ભાઇ-આંગળીઘાત (ના)
આગેવાન-આગળ પડનાર (ના)   કોતર-ગુફા (ના)
અણબનાવ-બે બનાવ, તુટ(ના)એકો-સંપ,એક દીલ (ના)
અટક-સિધું (ના) બળાપો-દીલગીર (ના) બાહાદુરી-શૂર, હિંમત (ના)    અવસ્થા-હાલ, હવાલ (ના)
મુશ્કેલ-અઘરૂં (વિ)    નસીબ-દૈવ, ભાગ્ય (ના)

## પાઠ ૨૭ મો.

અમલ-અખતિયાર (ના)    વારસો-વારસને પોહોચવાની મિલકત(ના)તકરાર-ભાંજગડ(ના)દાવો-હક (ના)
બખતર-લોઢાનો અંગરખો (ના)    સીમાડો-હદ (ના)
સરસાઇ-ચઢીયાતા પણું (વિ)    બીગાડ-નુકશાન (ના)

## પાઠ ૨૮ મો.

બદચાલ-નઠારી ટેવ (વિ) વ્યસન-ટેવ, લત (ના)
નાલાયક-નહીં લાયક (કૃ) દૂર્વ્યસન-નઠારી ટેવ (ના)
જુલમ-ગજબ (ના) કઠોર-વજ્જર (વિ)
ગુનેગાર-અપરાધી (વિ) શોકાતુર-દલગીર (વિ)
અળખામણો-વાહાલો નહીં તે (વિ)

## પાઠ ૨૯ મો.

રાજનીતિ-રાજ ચલાવવાની રીત(ના) પાદરી-ઈંગ્રેજીનો ગોર (ના) પુનર્વિવાહ-ફરીથી લગ્ન કરવું (ક્રિ)
નાસ્તિક-પરમેશ્વરને માને નહીં તે (વિ) દલીલ-સબબ, (ના) ઇરાદો-વિચાર (ના) પુરાણ-શાસ્ત્ર કથા (ના)
કવિતારૂપ-કવિતાના આકારે કરીને (ના)
તરજુમો-એક ઉપરથી બીજી નકલ કરવી તેનું નામ (ના)
બેબલ-ખ્રિસ્તિ ધર્મનું પુસ્તક (ના) બળાત્કારે-જોરથી (ના)
વિધવા-રાંડેલી સ્ત્રી (ના) નાતરૂ-રાંડેલી સ્ત્રીએ ફરીથી વર કરવો તે (ના) જજીઆ-પાધડીએ વેરો, માથા દીઠ (ના) કર-વેરો (ના) જાત્રાળુ-જાત્રા કરનાર (વિ)

## પાઠ ૩૦ મો.

જમાબંધી-વસુલ, વસુલાત (ના) પ્રત-નકલ (ના)
ખુલાશો-ખુલ્લો જવાબ (ના) સવીસ્તાર-વીસ્તારસાથે (વિ) કાંપવું-બીવું (ક્રિ) સીરસ્તો-સારો ધારો (વિ)
દામ-પૈસો (ના) મામલતદાર-તાલુકામાં વસુલાત ઉઘરા

વનાર (ના) હોજદાર-હોજ રખવાળ (ના)
પોશાક-પેરવેશ (ના) યુરોપીઅન-યુરોપનો ઈંગ્રેજ (ના)
અવર-બીજા (વિ) ચલ્લું-ચાલનો (ક્રિ) મૃગશર-પાંચમું
નક્ષત્ર (ના) ખોજ-તપાસ, ખોળ(ના) સંક્રાંત-ઉતરાણ
(ના) રવી-સુરજ (ના) ભ્રાંત-શક, વેહેમ (ના)
ગરજે-ગાજે(ના)ધમધોર-એક દમ વાદળ ચઢી આવેલું તે(અ)

## પાઠ ૩૧ મો.

આળશી-નાશી જવું, આળશી જવું (વિ)
ઇસવી-ઇસુનું (ના.) સન-વરસ (ના) ભેલાયે-મેળવીએ
(ક્રુ) સંવત-વીક્રમનું વરસ (ના) દોહરા-ખેહારો (ના)
જુઠ-જુઠાણું (ના) પતંગ-માણસના આકારનો મોટો
કનકવો (ના) કનકવા-નાના પતંગ (ના)
દોષ-અપરાધ (વિ) ઉતરાયણ-સુરજનું ઉત્તરમાં જવું
તે (ન)કમાડ-બારણા (ના) ગરમું-રોટલી, રોટલા
મુકવાનું વાસણ(ના)માફ-ક્ષમાં(ના) વખાણ-તારીફ(ના)

## પાઠ ૩૨ મો.

ઉલટું-વિરૂધ (વિ) આરોગ્ય-કુશળ, સુખી, તનદુરસ્ત
(ના) સરદી-ભીનાસવાળી જમા (ના)
સુખકારી-સુખનેઆકારે,સુખ, ચેન, કુશળતા(ના)
ચુઆ-છાપરામાં વરસાદનું પાણી નીકળી અંદર આવે તે
(ના) તાડછાં-ખજુરી કે તાડના પાંતરાં (ના)
આજુબાજુ-આસપાસ (અ) ગંધાતા-વાસ મારતા (ક્રુ)

ખાખોચીયાં-ન.નાખાડા (ના) ભોગજોગ-કોઈ વખત (ના)
છાપરો-પરછાયો (ના) દુરસ્ત-ચોખ્ખુ (વિ)

## પાઠ ૩૪ મો.

આરોગ્યતા-તંનદુરસ્તી (ના) સંરક્ષણ-બચાવ (ના)
બદપરહેજી-માફકસર ખાવું, કરી નહીં પાળવી તે (ના)
અગત્ય-જરૂર, ખપ (વિ) દરીદ્રી-કંગાળ (વિ)
રોગીષ્ટ-રોગ ઉપજે તેવું (વિ) સાધન-ઉપાય, ઇલાજ (ના)
તંનદુરસ્તી-આરોગ્યતા, શરીરે સુખકારી (ના)
સ્વચ્છ-ચોખ્ખુ, સારૂ (વિ) નર્યા-સુખી, નિરોગી (વિ)
અર્ધ-માઅનો (વિ) આજારી-બીમાર, કાહલી (ના)
મંદવાડ-બીમાર (ના) ગુણકારી-નફો થાય તેવું (વિ)
સુઘડતાઇ-સ્વચ્છપણું ચોખ્ખાઈ (વિ) કશરત-શરીરને મે-
હેનતથી વાળવું તે (ના) ભોજન-જમવાનું (ના)
પદાર્થ-ચીજ, વસ્તુ (ના) માફકસર-જોઈએ તેટલું (વિ)
ભરા-અજીરણ થવું (ના) નિર્મળ-ચોખ્ખુ (વિ)
ખાલકુવો-સંડાસનો કુવો, નર્કકુંડ (ના) તંનદુરસ્ત-આરો
ગ્ય, શરીર સુખી (ના) ખસ-ચેળ ખુશાળી (ના)
એઠવાડ-જેમાં રાંધેલુ ને ખાધુ હોય તે એઠા વાસણ(ના)
મધ્યમ-શાધારણ વચ્ચે વડે(ના) પરશેવો શ્ર,મપસીનો (ના)
પોષણ-ગુજરાન (ના) અવયવો-શરીરના ભાગો (ના)
શ્રમ-મેહેનત, (ના)

## પાઠ ૩૫ મો.

મરકી-મરવાનો રોગ, એક જાતની મીઠાઈ (ના.)
સીલી-શીતળા, બળીઆ, સૈપડ(ના)
અતિશાર-એક જાતનો રોગ, વારેઘડીએ ઝાડો થાય(ના)
ત્વચા-ચામડી, શરીરની છાલ (ના) મુખ્યત્વે-ઘણું કરીને (વિ.) કોગળીયુ-હધઓક,જલદીથી મરવું તે (ના.)
કાવત-બળ, શકિત, જોર (ના) યોગ્ય-ઘટારત,લાયક(ના.)
હુફાળી-ગરમ (વિ.) ઝાડો-અધવાનું (ના.)
ઓષડ-દવા (ના.) હગઓક-હધવા ઓકવાનો રોગ(ના)
વ્યાપ-વાપ સરવા (કૃ.) તેજનો-મશાલો. શેક-દેવતાની ગરમી (ના.) વૈદ-દેશી માણસ ઓસડ કરનાર (ના.)
ઓરી-નાના બળીઆ, અથવા સૈપડના દાણા (ના.)
અછબડા-નાના ઓરી(ના) મરજ-વ્યાધી, રોગ(ના.)
ઉજાગરો-જાગણ (ના) નબળું-કમજોર (વિ)
અવસ્થા-હાલત (ના.) ઉથલો-પછાડ (ના)

## પાઠ ૩૬ મો.

પેગમ્બર-મુસલમાનનો ધર્મોપદેશક (ના)
અવસ્થા-ગેર બંદોબસ્ત(ના.) ઉજ્જડ-વસ્તી વિનાનું(વિ)
વનસ્પતિ-લીલોતરી (ના) સીકાર-ભક્ષ (ના.)
વેશાળ-લાંબુ, પોહોળુ તે (વિ.)ટોચ-શીખર,મથાળુ(ના)
મેલ-આશરે પોણો ગાઉ (ના.)માહાસાગર-મોટો દરિયો
મૂળ-નદી જ્યાંથી નિકળે છે તે. જોગ (ના.)

તપખીરીયો-છીંકણીને આકારે (ના.) પ્રખ્યાત-જાણીતો, નામીચો, જાહેરાત (વિ) ઊંચા-ખાનદાનનાં (વિ) ફુટડી-રૂપાળી શોભાવંતી, સારી (વિ) જંગલ-રાન, વન (ના.) પુષ્કળ-ઘણું, બહુ (વિ.) પદવી-હોદ્દો (ના.) લડવૈયો-લડાઈ ખોર (વિ.) પ્રસિદ્ધ-જાહેરાંત (વિ.) પ્રાચિન-જુનુ (વિ.) કાળ-યુગ, વખત (ના.) વિખ્યાત-નામીચો (વિ.)

## પાઠ ૩૭ મો.

નહોર-નખોરીયા, નખ (ના)
ઠુંડા-ટાઢકવાળા (વિ.) ફુટ-બાર ઈંચ (ના.)
ક્રૂર-ઘાતકી (વિ.) સાહેબ-ટોપીવાળો, યુરોપિયન (ના.)
મેના-મધુર રાગનું પક્ષિ (ના) થંભ-થાંભલો (ના.)
બાથ-કંઈ ચીજ બગલ સાથે ભીડવી ને હાથના ચાપડામાં લેવી તેનું નામ બાથ (ના.) મદારી-રમુજી કરનાર બાજીગરો (ના.) મરણ-મોત, મૃત્યું (ના.) ભય-બીક, ડર, ભો (ના) કંથ-સ્વામી, ધણી (ના) ખજાનો-ભંડાર (ના) જમ-દુત (ના)

## પાઠ ૩૮ મો.

શ્રીફળ-નાળિયર (ના) ઠાઠડી-ખાટલી (ના)
કાષ્ટ-લાકડાં (ના) ભગત-શેવક (ના) ચાબખા-રાગમાં ગાવું (ના) શ્વાસ-દમ(ના) સગાઈ-સંબંધ (ના)
મંગળ-લગન વખત ચોરીનું ગીત(ના)બંધવ-ભાઈ (ના)

ભીડ-આપદા. (ના) અડશો-અડકશો (ક્રિ) અભડાશો-અ
પવીત્ર થશો (ક્રિ)ચતુરાઈ-ડાહાપણ (ના) નારી-બાઈડી,
સ્ત્રી (ના)અંતે-છેલ્લે (ના)અળગી-આઘી, વેગળી(વિ)
વળાવી-વદાય કરી (ક્રિ) પ્રાણીયા-જીવવાળા (ના)
કિરતાર-પેદા કરનાર (ના) સ્વપ્નું-ઉંઘમાં ખોટું ચેન ઉપ
જવું તે (ના) સંસાર-દુનીયા, જગત (ના)
પરિવાર-કુટંબ,કબીલો, વસ્તાર (ના) તજી-છોડી (ક્રિ)
મેડી-માળ (ના) અજબ-ઓર તરેહનો (ના)
જરૂખા-રવેશ, કઠેરા (ના) ગોખ-ગોખલો (ના)
છત્રપતિ-છત્રના ધણી, લાખો રૂપિયાનો ધણી (ના)
બાર-બારણા (ના) ફુલડાં-ફુલ, પુષ્પ(ના)પોકાર-બુમ(ના)
સેજ-સુવાની પથારી (ના) હુન્નર-કીસબ, ઈલમ (ના)
ગાળે-પીગળાવે (વિ) સ્મસાન-મસાણ કાંઠા (ના)
ચેહ-ચીતા (ના)ખડકી-ગોઠવી (કૃ) અગની-દેવતા (ના)
ઝરે-ઝરપે(કૃ) અંગાર-દેવતાના સળગેલા કોયલા (ના)
સ્નાન-નહાવું, શરીર ધોવું (ના) વીસાર-ભુલી જવું (કૃ)

પાઠ ૩૯ મો.

જીતનારા-પરાક્રમી, જીત કરનાર (વિ)તુટ-ભંગાણ (ના)
આદમીયો-માણસો (ના) રીબાવીને-દુખ દઈને (કૃ)
લગન-સાદી (ના) વેર-દુશ્મન (ના) ધાવ-ધવરાવનારી
સ્ત્રી (ના) ભરતખંડ-હિંદુસ્તાનનું બીજું નામ (ના)
રૂપ-કાન્તી (ના)જનાનખાનું-બાયડીઓને બેસવાનું મકા

ન (ના) નીશો—કેફ કરવી(ના)રાજધાની—રાજગાદી (ના)
વજીર—પ્રધાન (ના) લશ્કર,—ફોજ, સૈન્ય (ના)

### પાઠ ૪૦ મો.

વાહાલો—પ્યારો (વિ) શાહજાદા—બાદશાહનો દીકરો (ના)
રાણો—રાજા (ના) પકડ્યો—હંફાવ્યો (ના) કીર્તિ—વખાણ (ના)
શાહ—બાદશાહનો (ના) ખેતાબ—ઇલકાબ (ના)
અધીકાર—સત્તા, દરજ્જો (ના) અદેખાઈ—ઝેર (ના)
લાચાર—બેઇલાજ (ના) કબજો—હવાલો (ના)
પાદશાહી—બાદશાહની (ના) હત્યા—મારી નાખવું તે (ના)
ગાંઠશે—પત કરશે (ક્રિ) ખોદણી—મુળ કાઢવાને નીંદા
કરવી (ના) પક્ષ—તરફેણ, તરફદારી (ના)

### પાઠ ૪૧ મો.

પદવી—હોદ્દો, દરજ્જો (ના) બળતી—દાઝતી, ચીડતી (કૃ)
તહોમત—આળ (ના)બાહાદુર—જોરાવર (વિ)છાવણી—પડાવ
(ના)હલ્લાં—હુમલા, એકદમ—તુટી પડવું લપડીને—લડપ
ડીપા બાઇ (કૃ) મળતીયાં—દોસ્તદારો (ના)
જમાવ—જથો (વિ) બંદોબસ્ત—ગોઠવણી (ના)
કવાયત—લશ્કરની કશરત (ના) મચાવ્યું—ઉભુકીધું (ક્રિ)

### પઠ ૪૨ મો.

તરી—પાણીમાર્ગ (ના) રાહદારી—ખુશકી રસ્તે (ના)
અપલક્ષણ—ખરાબ ગુણ (વિ) રૂશવત—લાંચ (ના)
દરબાર—કચેરી (ના) કુવ્યસની—ખરાબ વ્યસનવાળો (વિ)

ઈજારદાર-ઈજારો રાખનાર (ના)

તખત-રાજ્ય આસન (ના) વૈભવ-સુખ (ના)

લક્ષણ-ટેવ (ના)લક્ષણ-આચરણ (ના)ખાનપાનાદીક-ખાવું
પીવું વગરે (ક્રિ)ફટકા-ચાબકા (ના) દુરાચારણ-ખરાબ
ચાલ ચલણ (વિ) રૂશવતખોર-લાંચીપાં (વિ)

શુરાતન-જોર, બાહાદુરી (ના) પઠાણ-અફગાન લોક (ના)

બુદ્ધિવાન-અકલવંત (વિ) અતડો-આડો, અઠીલો (વિ)

## પાઠ ૪૩ મો.

વરૂ-ફાડી ખાનારૂ નાના વાઘ જેવું જાનવર (ના)

વેહેલો-નાળુ, ઝરો (ના)ઉપરવાડથી-ઉપલા પાશેથી (ના)

બાહાનું-ઢોંગ, ધતુંગ(ના) મેંટુ-પેટુ (ના) ધમકી-ધુરકી,
બીકબતાવવી તે (ના) ભેલોળુ-એકઠું કરેલું (ક્રિ)

પતરાજી-ખેડશાઇ, તકરાર, શેખી (ના) મુરબ્બી-ઉપરી,
મોટો (વિ)ક્રોધ-તામસ (ના) નિરપરાધી-તકસીર વગ
રનું (વિ) ખોટ-તોટો, તંગાશ (ના)

## પાઠ ૪૪ મો.

તીરકસ-આડી લીટી (ના) વસ્તુઓ-ચીજો (ના)

વર્તુળ-ગોળ કુડાળું (ના) લંબ-લાંબુને સરખું ગોળ (ના)

પરીઘ-ગેર, ઘેરાવો (ના) કાટખુણો-લંબ લીટાથી થએ
લો ખુણો (ના) વ્યાસ-મધ્યમ રેસા ગોળના બે સર
ખા ભાગ કરનારી લીટીને વ્યાસ કેહેછે

સમાંતર-સરખે અંતરે (વિ) ઈંડાકૃતી-ઈંડાનો સરખો આ

કાર (ના) સપાટ-સરખી (વિ) પાશરી-સીધી (વિ) ચોરસ-ચોખંડી (વિ) લંબચોરસ-સમાંતર બાજુ ચો ખુણા આકૃતી (ના) ત્રીકોણ-ત્રણખુણાના આકૃતી (ના) અર્ધવર્તુળ-અરધુ ગોળાકાર(ના.) લંબવર્તુળ-ઈંડાનો જેવો આકાર (ના.)

## પાઠ ૪૫ મો

અવગુણ-સારાને બદલે નઠારૂ કર વું તે (ના)
ગુજતાન-મરચાં રેહેવું તે (ના.)
નરેશ-રાજા (ના) ભુતળ-પૃથ્વીનું તળીયું (ના.)
જામ-રાજા(ના) ખાટવું-છેતવું(ના.) લાણ-નફો(ના.)
ખાનપાન-ખાવું, પીવું તે(કૃ.) ગાનતાન-ગાનારની સાથે ગાવું એવી રીતે તાલી લેનાર (ના)
વિદ્વાન-પંડીત (ના.) નાદાન-છોકરવાદ (ના.) વેષ-રૂપ (ના) વિશેષ-વધારે (વિ) બેશ-સારા (વિ) શીર-માથુ (ના.) કેશ-વાળ (ના.) લગરેશ-જરા (વિ.)
નભે-ટકે (કૃ) સમાજ-સભા (ના.) પતશાંજ-બેડશાઈ (ના.) દગલબાજ-દગાખોર (ના) તાજ-મુગટ (ના.)
હાટ-બજાર, દુકાન (ના.) ધનમાટ-ધનને વાસ્તે (ના)
કાટ-જુલમ, ગજબ (ના.) ધનસાટ પૈસાને બદલે (ના.)
શાણપણું-ડાહાપણ (ના.) અજાણ-અજાણ્યો (ક્રિ)
હાણ-નુકશાન (ના.)

### પાઠ ૪૬ મો.

આનેટ-એક જાતનો પથ્થર (ના) આબુગઢગિરનાર-ગુજરાતમાં પર્વતનું નામછે(ના.)ઓપ-ચળકાટ(ના.) સંધું-બધું, સઘળુ (વિ.) વાવરેછે-વાપરે છે (ક્રિ) કુંડ-છોથી બાંધી લીધેલો ગોળ વેહેતો ઝરો(ના.)

### પાઠ ૪૭ મો.

ગ્રેટબ્રિટન-અંગ્રેજોનો મુલક (ના) આસમાની-ભુરોં(વિ.) છરા-નાની નાની ગોળીયો (ના) સોમલખાર-એક જાતનો ઝેરી ખાર(ના.) ચાળણી-ચાળી નાખવાનું વાસણ (ના) વિલાયતી-વિલાયતમાં બનતા (ના.) પ્યાલા-જામ, ધાતુના ચલાણાં (ના.)

### પાઠ ૪૮ મો.

ઠાઠ-તરસ, ચુગ(ના.) દેશી-તની, પોતાના દેશના (વિ.) સેનશાહા-પાદશાહ (ના.) બનવવાનો-અમલમાં લાવવાનો(કૃ) અખતિઆર-અધિકાર(ના.) ધોરણ-રીત(ના) યુરોપિયન-યુરોપના રહેનાર (ના) છક-અજબ,દંગ(વિ) ઢેંકટ-એક જાતનું પક્ષી (ના.) ડુબકી-પાણીની અંદર બુડવું (ના.) મછવો-નાની હોડી (ના.)

### પાઠ ૪૯ મો.

કવચીતજ-કોઇ વખત (અ.) બંડી-બદન (ના.) ઘાઘરા-ચણીઆ જેવું ઝુલનું શીવેલું ખાપડીયોનું લુગડું (ના.) ભુષણ-સણગાર (ના.)

કસકસાવી-તાણીને (કૃ) વચલેવા વિના-સાધારણ પંગતીના (વિ) પાળા-ચોકી (ના) અમલદાર-અમલ કરનાર (ના) સલામતી-મુબારકબાદી (ના) સુશોભીત-સારા દેખાવ નાર (વિ.) બાકોરાં-કાણાં, બાકાં (ના)

## પાઠ ૫૦ મો.

મુર્તિપૂજક-મુર્તિપૂજનારા (વિ) પરદેશી-પારકા દેશમાં (ના) પરવાનગી-રજા, છુટી (ના) ધુમાડીયાં-ધુમાડો જવાનો રસ્તો (ના) કુડકપટ-દગો ફટકો (ના) ચમર-એક જાતનું છતર, ચમરી (ના) નોબત-નગારા, ઢોલ (ના) નિશાન-વાવટા (ના) નેહેરો-નાકા (ના) ખાંડી-સરસ રૂપ (ના)

## પાઠ ૫૧ મો.

મનોરંજક-મનને ખુશ કરે એવું (વિ) ચમત્કારી-નવાઇ જેવું (વિ) સુક્ષ્મદર્શકયંત્ર-ઝીણી ચીજ મોટી દેખાય તેવું યંત્ર (ના) સુંવાળા-નરમ, લીસા (વિ) નાનીશીક-નાની સરખી (વિ) કરમાડાય-નરમ થાય, પોચા થાય (કૃ) પીઠ-પીઠી (ના) વચ્ચોવચ-મધ્ય ભાગે (અ)

## પાઠ ૫૨ મો.

ધનવંત-પૈસાદાર (ના) ધર્મ-કામ, ફરજ (ના) નિર્જળ-પાણી વગરનું (વિ.)
નાવાણ-પાણીના ઠેકાણાં (ના) બીંગી-મજબૂત (વિ) કાવ્ય-કવીતા (ના) ગળાવો-સાફ કરાવો (ક્રિ) નીવારો-સમાવો, મટાડો (કૃ) દુખાળા-દરદી (વિ) રોગી-દરદી,

રોગીષ્ટ(વિ) ભાળી-જોઇ,દેખી (કૃ) ભીખારી-ભીખ માંગનારા, ફકીર (ના) ઉદ્યોગ-મેહેનત (ના) જળેબ-દાઝેબા(કૃ) અંધા-આંધળા (વિ) ઉધારો-એકઠીકરો (વિ) શીરસ્તો-ધારો, કાયદો(વિ) સસ્તો-સોંઘો (વિ) નકારો-નઠારો (ના) પરદેશા-પારકા દેશ(વિ) કળા-તદબીર (ના) પરલોક-પારકાદેશના લોક (વિ) હોંસ-ઉમંગ, ઉલટ (ના) જોગ-સમય, દાવ (ના) બાવો-ઓરીઓ (ના)

પાઠ ૫૩ મો.

દુવાઇ-આણ, દુવા (ના) સમાધાન-હર કાંઇ કામનો નીવાડો (ના) સલૂક-સલુકાઇ (વિ) ભાઇબંધ-દોસ્તદાર (ના) પડતીદશા-નબળો-દાહડો (વિ) તોબા-કાયર(ના) પોકારવી-બોલાવી (ક્રિ) છેવટ-છેલ્લે (વિ) દુકાળ-કાળ, મરવાનો વખત (ના) આફત-આપદા (ના)

પાઠ ૫૪ મો.

સજા-તુટ (ના) લોભ-લાલચ, મોહ (ના) તરફેણ-તરફદારી (ના) વીશ્વાસ-ભરૂસો (ના) વજીરાત-પ્રધાનપણું (ના) મૂળપુરૂષ-પેહેલો રાજા(ના) ફતેહ-જીત, યસ (ના) ખંડણી-કર, ચોથ (ના.) દુશ્મન-સત્રુ, વેરી (ના)

પાઠ ૫૫ મો.

ફુંપદ-અભિમાન, ગર્વ (ના) મહામી-મરદ, લાયક(ના.) મિત્રભાવે-દોસ્તીની રાહે (ના.) ડોળ-ભપકો (ના.) યુક્તિ-તદબીર (ના.) મિજાજ-સ્વભાવ (ના.)

સ્વાર્થ-મતલબ (ના.) દગાબાજી-દગો ફટકો (ના)
સુક્ષ્મ-ઝીણી બારીક (ના.) દંડકુસ્તી-લોયની સાથે કસ
રત કરી શરીર વાળવું તે (ના) શોભાયમાન-રૂપાળો
(વિ) પ્રમાણિક-સાચો (વિ.) શક્તિ-જોર, બળ(ના)
દારૂડીઆ-દારૂ પીનાર, છાકટો (વિ.)
પકાઈ-બંધાઈ (ના.) કમજોર-ના તાકાત (વિ)
પરાજય-હાર (ના.)

### પાઠ ૫૬ મો.

મુકાબલો-બે ચીજ સાથે સરખાવવી તે
મેળાપ (ના.) ઘસારો-ઘસાવડો (ના.) ઠેઠો-ફટાકો
(ના) હોદો-અંબાડી (ના.) તીર-બાણ (ના.)
સાહુડી-શીસોળીઆના પીછાવાળું જાનવર (ના)
બેડીઓ-લોઢાનાં કડાં કે કળ કેદીના હાથ પગમાં જડવાં
તે (ના) આબાદ-સુખી (વિ.) ભારે-દબદબા ભર
લો (વિ) નવેસર-ફરીથી (ક્રિ) રોજો-કબર, કાશ (ના.)

### પાઠ ૫૭ મો.

અસર-પરિણામ, ફળ(ના) સફર-મુસાફરી કરવી તે(ના.)
કારીગર-કસબી (વિ.) બેવકુફ-અણઘડ (વિ.)
સરજ્યાં-પેદા કીધાં (ક્રિ)

### પાઠ ૫૮ મો.

ઈશ્વરપ્રાર્થના-પરમેશ્વરની સ્તુતી (ના.) ભુમી-જમીન ધ
રતી (ના) તીક્ષ્ણ-બારીક, ઝીણી (વિ)

ભાણુ-સૂર્ય, રવી(ના.) નેણુ-આંખ (ના.) વંદુ-નમસ્કાર કરૂં (ક્રૂ) અવિનાશ-જેનો નાશ (ના.) રૂપુ-મો સમ (ના.) તજવીજ-તપાસ (ના.) પરમેસ-મોટા ઇશ્વર (ના.) ઉદેશ-મનની ધારણા (ના)

અપરાધી-ગુનેહગાર (વિ.) નિર્લજ-બેસરમાં (વિ.)

ઉગાર-બચાવ (ક્રૂ) સતનામ-સાચું નામ (વિ.)

બનાવ-બીના (ના.)

પાઠ ૫૯ મો.

પરાળ-એક જાતનું ઘાસ (ના) અમરજ-નવાઇ (વિ.)

ચુરેચુરા-ભૂકેભૂકા (ના.) નીતરી-વહી (ક્રૂ.) ધોકડો-ધોક (ના.) સંકજો-સંચો (ના.) બ્લાટીંગ-શાહી ચુસના રા કાગળ (ના.)

પાઠ ૬૦ મો.

પેનસિલ-સુખડ પેન (ના.)

સીસાપેન-સુખડ પેન (ના) સોકણા-વળગી જાય એવા (વિ.) બીલકુલ-તમામ (વિ) ગ્લંબેગો-એક જાતનો કોયલા, તથા લોઢાનો થયલો પદાર્થ (ના.)

ભુગદીઓ-લોદીઓ, ગોળીઓ (ના.) માંજીને-સાફ કરી ને (ક્રૂ)

પાઠ ૬૧ મો.

સીડર-એક જાતનું લાકડું (ના) સુગંધી-ખુશબો (વિ.)

ઓભાણુ-ઓશો, ખાંચ (ના.) સુતર-સુગમ સેહેલું (વિ)

વીગતવાર-હકીકત સાથે (ના.)

પાઠ ૬૨ મો.

કાસળ-નખોદ, સત્યાનાશ (ના.) અરસો-વખત (ના.)
નિરાંત-ચેન, સુખ (ના.) વિખેરી-પાછી હઠાવી, (કૃ)
ઉગમણી-પૂર્વ તરફની (ના.) સરહદ-સીમા (ના.)
તાલુકદાર-તાલુકાનો રાખનાર(ના.) દગો-ફટકો, કાવતરૂં(ના.)
બંધીખાને-કેદખાને (ના) ચડતીદશા-આબાદી (વિ)
સંદેહ-વેહેમ, શક (ના.) સડચા-કોહ્યા, સળયા (ક્રિ)

પાઠ ૬૩ મો.

નીચાણ-નીચલું પાસુ (ના.) અભિમાની-અહંકારી(વિ)
ચતુર-ડાહ્યો, શાણો (વિ) ચોકસી-તપાસ (ના)
વનરાજ-વનનો રાજા (ના.)

પાઠ ૬૪ મો.

છળભેદ-પ્રપંચ (ના.) શરણે-આસરે (ના)
કેહેણ-તેડું (ના.) પોલાદ-ખરૂં લોહ (ના.)
ખંજર-કટાર, કટારી (ના) કોઠી-લાતી, વખાર (ના)
બચાવ-સંભાળ (ના)

પાઠ ૬૫ મો

શિષ્ય-ચેલો (ના)તસ્કર-ચોર (ના)વણિક-વાણીઓ (ના)
પુરી-નગરી, શેહેર (ના) અંધારી-અંધેરે નગરી (વિ)
ગંડું-ગાંડો (વિ) ટકો-પૈશા (ના) ખાજા-કાણાં કણા
વાળી મોટી પુરી(ના) ભાવ-મૂલ (ના) ખુણી-નદી

ઝી (વિ) સુખડી-કોરી મીઠાઈ (ના) હાટ-દુકાન (ના) આટો-લોટ (ના) શાહ-બાદશાહ (ના) ખાપ-ફેસલો,ચુકાદો (ના) શિક્ષા-સજા (ના) વાસો-મુકામ,પડાવ (ના) બોધ-શિખામણ (ના) ખાસો-મજાનો, સારો (વિ) ઝાઝા-ઘણા (વિ) શુળી-ફાંસી (ના) ડોશી-ઘરડી બાયડી (ના)

પાઠ ૬૬ મો.

વાંક-તકસીર (ના) અપાર-ઘણોજ (વિ) ખોડ-ખામી (ના) પખાળી-ભીસ્તી (ના) લેશ-જરા,થોડી (વિ) પુરપતી-શેહેરનો રાજા (ના) મુલ્લાં-વોરા લોકોનો ધર્મ ઉપદેશક (મુસલમાનમાં ધર્મની એક પદવી છે) (ના) દિશા-દીશા (ના) અધિક-વધારે (વિ) છાંડો-મુકો (ના) (ક્રૂ) નિરધાર-નકી (વિ) ભૂપ-રાજા (ના) પ્રસંગ-વખત (ના) હરઘડી-વારેવારે (વિ) જોગી-સાધુ (ના) અદ્ભુત-અજાએબ (વિ) અવસર-વખત (ના) અધિપતિ-રાજા (ના) પૂર્ણ-બરાબર (વિ) પ્રતાપ-મેહેર (ના) આંચ-એબ, કલંક (ના) ભાણેલ-ભાણેલાં (ના)

પાઠ ૬૭ મો.

મત-વિચાર (ના) બાપદાદા-ઘરડાવરડા (ના) સંપૂર્ણ-સઘળું, પુરૂ (વિ) શિળાછાપ-પથરાની છાપ (ના) ખતીઓ-સારા અક્ષરનો લખનારો (ના) યંત્ર-સંચો (ના) નતાબ-પત્ર (ના) સામાન-ચીજો (ના) સ્વચ્છ-સાફ (ના)

### પાઠ ૬૮ મો.

આબરૂદાર-ઇજ્જતવાળો (વિ) બગાડ-ખરાબી (વિ)
ફિતુર-ઢોંગ (ના) ગરદનમારવો-હથીઆરથી જીવ લેવો
(ક્રિ) સંકટ-દુઃખ (ના) પ્રગટ-જાહેર (વિ)
પાઠશાળા-નિશાળ (ના) સનંદ-સરકારી પરવાનો (ના)
માજીસ્ટ્રેટ-ફોજદારી કામના ગુનાહની ચોકસી રાખનાર વ
ડો અધિકારી (ના) મકાન-ઘર (ના) વિષયો-બાબતો (ના)

### પાઠ ૬૯ મો.

દુરદશા-ભુંડા હાલ (વિ.) કાંગારૂ-એક જાતનું ફરતું પક્ષી
(ના) કંદમૂળ-રતાળું, શકરીઆ વગેરેના મુળીઆં (ના.)
બોજો-ભાર (ના) ઉચકાવે ઉપડાવે (ક્રિ.) ટેકરો-કુદકા
રો (ના)

### પાઠ ૭૦ મે

બંદ-દલગીરી (ના.) પ્રતિષ્ટા-આબરૂ (ના.) સાધુસંત-જો
ગી (ના.) પકાઇ-ખંધાઇ (ના.) આધીન-તાબે, વ
શ (ના) અભિમાન-અહંકાર (ના.) અપમાન-બેર
આબરૂ (વિ) દરબાર-રાજ કચેરી (ના.)
એલચી-વકીલ (ના.) ફુરસદ-નવરાસ (ના.)
મતલબ-સ્વાર્થ (ના.) કેહેણ-તેડું (ના.) નીસરણી-સી
ડી (ના)

### પાઠ ૭૧ મો.

વિધવા-રાંડેલી સ્ત્રી (ના) ઓઢવવું-ઓઢાવવું (ક્રિ)

કબાપા-હઠવા (ક્રિ) તજીઆવેરો- માથા દીઠ કર (ના) અરજ-ફરિયાદ (વિ) આગેવાન-અગાડી પડનાર (ના) પરભારી-પારકી-(વિ) નોકરી-ચાકરી (ના)

### પાઠ ૭૨ મો.

રાજ્યાભિષેક-રાજ કરવાની ક્રિયા (ના)ઝુવા-ચાળવા, કાંટા (ના) સલાહકાર મસલત (વિ)એશઆરામ-મોજ, શુખ (ના)આમદાની-ઉપજ (ના) ભારે-મોટું (વિ) સરપાવ-ઇનામ (ના) દાન-ખેરાત (ના) હક-દાવો (ના) ટોળીઓ-મંડળી (ના) મેહેરબાની-રેહેમ નજર (ના)

### પાઠ ૭૩ મો

કાફર-લુચ્ચો (વિ) ભૂલચુક-ગફલત(ના) ઘોડેસ્વાર-ઘોડા ઉપર સ્વાર થનારો (ના.) નકામા-વગર ખપના (વિ.) ખંડણી-દર વર્ષનો કર(ના) ખોરાક-હમેશા ખાવાનો પદાર્થ (ના) ગબારૂં-મોટું બાકું, કાણું (વિ.) સ્વાધિન-હવાલે, તાબે (ના.) કાચતરા-દગાફટકા (ના) ખસતો-વેગળો(કૃ) ઉદ્યોગી-મેહેનતુ(ના.) ઓચિંતો-એકાએક, અજાણપણે (વિ.) ડામ-ધગધગતા લોઢાનો ઉનો ચખડો (ના.)

### પાઠ ૭૪ મો.

સુકાળ-સારો વખત, સોંઘવારી (ના.) ભાગવત-હિંદુપુરાણ, હિંદુ શાસ્ત્રનું ધર્મ પુસ્તક(ના.) પોથી-ચોપડી(ના) આશ્રંપ-નવાઇ (વિ.) ભાગીઓ-પંત્પાગો (ના)

## પાઠ ૭૪

છાપવાની-છાપ દેવાની (કૃ.)
કળા-હુન્નર, યુક્તિ (ના.)
છાપખાનું-છાપા દેવાની જગો (ના.)
સુકાળ-સારૂં વરસ, સોંઘુ, સસ્તુ [illegible]
ભાગવત-હિંદુ ધર્મનું પુસ્તક (ના.)
પોથી-ચોપડી, દફતર (ના.)
મુસ્કેલ-અઘરૂં (વિ.)
આશ્ચર્ય-નવાઈ (વિ.)
સસ્તું-સોંઘુ (વિ.)
કારણ-મતલબ (ના.)
નકલ-નમુનો, સાર, એક ઉપરથી બીજું કરવું તે (ના.)
મનસુબો-વિચાર (ના.)
ખબર-માલમ (ના.)
બીબાં-છાપ (ના.)
અક્ષર-હરફ, દસ્કત (ના.)
કોતરી-કોરી (કૃ.)
ચીના- ચીન દેશના (વિ.)
યુરોપખંડ-પૃથ્વીનો પશ્ચિમનો એક ભાગ (ના.)
ઈ૦સ૦-ઈશુખ્રિસ્તનું વરસ (ના.)
પુરૂષ-ભાયડો, આદમી, નર (ના.)
સુધારો-સારી હાલત (ના.)
મુળાક્ષર-મુળથી શિખવાના દસ્કત (ના.)
ગોઠવીને-ખડકીને, ગોઠવણ કરીને (ના.)
ભાગિયો-હિસ્સેદાર માણસ (ના.)
ઠેકાણે-બદલે, જગોએ (ના.)
ધાતું-સીસું, લોઢું, તાંબુ, જસત, વગેરે (ના.)
છુંટાંછુંટાં-જુદાં જુદાં (ના.)
ટકતાં-મજબુત, ઘણા દીવસ ચાલવું તે (ક્રિ.)
અવળાં ઊંધાં (વિ.)
શખ્સે-માણસે (ના.)
બનાવવાની-કરવાની (કૃ.)
યુક્તિ-કળા, જુગ્તિ (ના.)

પત્રાં-પાંદડાની માફક ધાતુને ચપટી તથા લાંબી પોહોળી કરવી તે (ના.)
ગાળી-ઓગાળી રસ.. કરવો તે (ના.)
હજારો-લાખો, કરોડો (વિ.)
ઢળતી-ઢાળ પડતી (ના.)
ટેબલ-મેજ (ના.)
ચડપચડપ-ઝડપઝડપ (અ.)
ચાલાકી- હુશિયારી (ના.)

પાઠ ૭૫

આજુબાજુ-આશપાસ (અ)
ખોલીઓ- નાની ખોલી. (ના.)
સંકુંજામાં-સંચામાં (ના.)
સરેસ-એક જાતનો ચીકણો પદાર્થ (ના.)
શાહી-રૂશનાઈ (ના.)
પડ-પોપડો (ના.)
કોરો-વગર લખેલો (વિ)
ટાંકી- ઓહાડી (કૃ.)
કાગળ- પત્ર, પેપર, પૃષ્ટ (ના.)
ચોપડી-લગાડી, વાહી (કૃ.)
પ્રત-નકળ (ના.)
ખપ-કામ (ના)
જરૂર-મતલબ (ના.)
અડચણ-હરકત (ના.)
દુર-વેગળી, આઘી (વિ)
સોધી- ખોળી (કૃ.)
શહલા-ઘણા મોટા પથ્થર
ટાઈપ-બીબાં
ઈંગ્રેજી-વિલાયતના લોકોની બોલીમાં ઈંગ્લીસમાં (ના.)
નકશા- નમુના (ના.)
વર્તમાનપત્ર-ચાલ ચલગત સારી છે તેવું કાગળપર લખીને આપવું તે (ના)
હીકમત- કળા, યુંક્તિ (ના)
પીળો-હળદરીઓ (ના)
તરેહના-જુદી ભાતની(વિ.)
અગાઉ-પેહેલા (અ.)

રેવંચી-એક જાતમી ઓ
કડવો પદાર્થ (ના.)
ગમ-તરફ, બાજુ (ના.)
પોતું-લુગડાંનો ધાબો (ના)

**પાઠ ૭૬**

પૃષ્ટ-પાનું પાસુ (ના)
અનુક્રમ-એક પછી એક
ચાલતું (વિ.)
ઢગલાં-ઢગ, ગંજ, પુંજ,
થોગ (ના.)
પુસ્તક- ચોપડી, પોથી
(ના.)
આદમી-માણસ (ના.)
ઘડાઓ-ઘેર બેસાડવી તે
(ના)
મહાવરો-અભ્યાસ (ના.)
સગ-ગડીબંધ કાગળ વા
ળવો તે (ના.)
ગોળાકાર- ગોળ ચેહેરો
બનાવવો (ના)
ખેંચતો-તાણતો (ના.)
જમણુહાથ-જે હાથે ખા
ઇએ છીએ તે (ના)
બખરદારી-હુશિયારી (ના)
કોર-કીનાર, બાજુ (ના)
કાપવાને-વાઢવાને (કૃ.)
મથાળું-માથુ, પડ, ટોચ,
ઓપરો (ના.)
સુતાર-લાકડાનાં ઘાટ બ
નાવનાર માણસ (ના)
રંદા-એક જાતનું હથિયા
ર લાકડાં સાફ કરવા
નું (ના.)
ધારવાળુ-ધારાળુ (વિ)
ઓજાર-હથિયાર (ના.)
કોરાણ-બાજુ,કીનાર (ના)
લીસી-સુવાળી (વિ.)
પુઠાં-ઢાંકણ, પડ (ના.)
પીઠ-પાસું, વાંસો (ના.)
બોભણ-બાંપણ (ના.)
ધાર-અણી (ના)
લબડતાં- ઝુલતાં, ટીંગા
ટા (કૃ.)
જોડાઈજવું-મળીજવું(ક્રિ.)
લાહી-ઘઉના લોટની એ
ળ (ના.)

લૂગડાં-કપડાં, વસ્ત્ર. (ના)
શોભિતાં-સારાં દેખાવડાં (વિ.)
સોનેરી-સોનાનાં (વિ.)
અમથા-વગર કામના(વિ )
ચિત્ર-છબી (ના.)
છાંટ- લીટા (ના.)

**પાઠ ૭૭**

સિંહલદ્વીપ-લંકા (ના )
શિતેર-સાત દશકા, સાડી ત્રણ વિસો (વિ.)
છેડે-બાજું, ટોચે, હદ(ના.)
માઇલ-૫૨૮૦ ફુટનો(ના )
લંકા-રાવણ રાજધાનીનું શેહેર (ના )
બેટ-જેની ચારે બાજુએ પાણી ને વચે જમીન તે (ના )
અખાત-સમુદ્રનો ફાંટો જમીનપર ઘણો ગએલો તે (ના.)
કાંઠે-કીનારે (ના )
સપાટ-સરખુ (વિ.)
મેદાન-રણ (ના.)
ડુંગર-પાહાડ (ના.)
ઢંકાએલાં-ગુપ્ત રહેલાં, દટાએલાં (ના )
સમુદ્ર-દરિયો ના.)
મધ્ય-વચલા (અ )
દેશી-પોતાના ગામના(ના )
ઈંગ્રેજસરકાર-ઈંગ્લીશ લોકો,ઈંગ્રેજી રાજને (ના.)
[illegible]-ચોથ (ના.)
ફળવંત-રસાળ (ના )
સુરત-સારા રળીયામણા(વિ)
છોડવા-છોડ (ના.)
ઝાડી-ઝાડનો જથો (ના )
વિલાયત-ઈંગલંડ (ના.)
સદતું-પચતું નથી (કૃ.)
જંગલી-અજ્ઞાની (વિ.)
વસેછે- રહે છે (ક્રિ.)
કિનારે-કાંઠે (ના.)
શેહેરો-છો બંધ ને હારબંધ ઘર હોય અને સારાં સારાં ચોટાં હોયતો તેનું નામ શેહેર (ના.)

મુખ્ય-મોટું (વિ.)
રાજધાની-રાજ ગાદી (ના.)
વેપાર-રોજગાર (ના.)
મથક-જગો, ઠેકાણું (ના.)
તજ-એક તેજાનો (ના.)
વખાણાયછે-પ્રખ્યાત (ક્રિ.)
ઉગેછે-થાયછે, નિપજેછે (ના)
બાગ-સારી વાડિયો (ના.)
સંભાળ-જાળવણ (ના.)
ઉતરેછે-થાયછે, બનેછે (ક્રિ.)
છાલ-છોલ, છોતરાં, ખાલ (ના.)
સ્વભાવ-પરગતી (ના.)
પ્રમાણીક-લાયકપણું
નદી-પાણીનો પ્રવાહ પર્વત કે સરોવરમાં નીકળી ઢળતી જગોમાં થઇને સમુદ્રને મળે છે તેને નદી કહે છે (ના)
નાળાં-નાના વેહેળા (ના)
ગંગા-નદી (ના)
મુખ-મોહું (ના.)
ગાઉ-કોશ (ના.)

વાહાણ-નાવ, મછવો (ના.)
હોડીઓ-નાનાં નાવ (ના)
દરિયો-સમુદ્ર, સાગર (ના)
ખાડિયો-સમુદ્રને મળતાં પેહેલાં જે નદીનું મુખ પોહોળું થાયછે તે (ના.)
મોતી-એક જાતનું ઝવેર (ના)
પાકેછે-થાયછે (ક્રિ.)
બંદરે-મોટી નદી કે દરિયા કીનારે જ્યાં વાહાણોમાં માલ ચડે ઉતરે છે તે (ના.)
ઝાજો-મોટાં વાહાણ (ના.)
પરબંદરે-બીજા બંદરે, પરદેશ (ના)
લીલાલેહેર-સદાય સુખી, આણંદનો દીવસ (ના.)
જવાહિર-હીરા માણક વગેરે (ના)
ખાણ-મોટા ખાડા (ના.)
ઉપયોગી-કામની, ખપની (ના.)
નવાઇ અચરજ (વિ.)

નિત્ય-હમેશ (અ.)
કોપરા-ટોપરાં (ના.)
કોપરેલ-ટોપરાંનું તેલ (ના.)
કાપી-ગરમ તેજનો, ખુન દાણા (ના.)
કાથી-નાળિયેરનાં છોત રાં (ના)

**પાઠ ૭૮**

નીતિ-ચાલ (ના)
છુટક-જૂદા જૂદા, પરચુ રણ (વિ.)
છપ્પા-છ પદ, ૧ હારચો (ના.)
તલાસવું-આંપવું,દાખવું (ક્રિ)
લાછ-લક્ષ્મી, ધન (ના)
પામર-ગરીબ, રંક (વિ.)
વેહેવું-છેતરાવું,ઠગાવું (ક્રિ)
વામવું-દુર કરવું, કહાડી નાખવું (ક્રિ.)
ભદ્રા-રૂડું મહાનારી સ્ત્રી, કલ્યાણ (ના.)
નિત-હમેશાં (અ.)
કર-હાથ (ના)
જોડી-ભેગા કરી (કૃ)
હીંડેછે-ચાલેછે (ક્રિ)
આધુ-વેગળુ,મોકું વધારે ઢાંકવું તે (વિ.)
ઓઢી-ઢાંકી (કૃ)
પાગ-પગ (ના)
દાસી-લુંડી, ચાકર (ના.)
દીન-દહાડો, દીવશ (ના.)
સદવિદ્યા-સાચી વિદ્યા (વિ)
શિરોમણી-સર્વથી મોટા (વિ.)
ધન-પૈસો ટકો, વાડી વસ્તા ર (ના.)
જન-માણસ પુરૂષ (ના)
પોઢા- મોટા (વિ.)
પશુ-ઢોર, ચારપગાળાં જા નવર (ના.)
સહાસા- વગર વિચાર્યું, ઓચીતું, જોખમવાળુ (વિ)
દીલ-મન (ના.)
પ્રજ્ઞા-શાણા (વિ)
વાક્ષા-છેતરાવા (ક્રિ)

પંડિત-વિદ્વાન, ઘણું ભ
ણેલા (ના.)
પુરા-બરોબર (વિ.)
સતવાદી-સાચા (વિ.)
શુરા-બહાદુર (વિ.)
જશવંતા-જશવાળા, આ
બરૂદાર (વિ.)
કવિ-કવિતા બનાવનાર (ના)
પાણિયો-પથ્થર, પાણકા
(ના.)
કૃત-કામ, કારજ (ના.)
શીશ-માથું (ના.)
કટાવે-કપાવે (ક્રિ)
મરજાદ-આબરૂ (ના)
મટાવે-ભુસે (કૃ)
કારજ-કામ (ના.)
નવ-નહી (અ.)
સુએ-સુઈ રહે (ક્રિ)
અચિંત-અચિંતુ, અજા
ણતાં (વિ.)
વિમાસવું-પસ્તાવવું, વિચા
રવું (કૃ.)
વિદ્વાન-પંડિત (ના)

મહા-મોટું, ઘણું (વિ)
સાધુ-વેરાગી (ના)
સંગે-સોબતે (ના.)
પવિત્ર-ચોખ્ખાં, સ્વચ્છ (વિ)
પુત્ર-છોકરો (ના.)
પ્રમાણે-બરોબર (વિ)
સાચ-ખરૂં (ના.)
જશ-આબરૂ (ના)
જડે-મળી આવે (કૃ.)
વ્યસની-ખરાબ લતવાળો
(વિ)
જગત-દુનિયા (ના.)
સેહેજ-અમથુ (ક્રિ)
સ્વભાવ-પ્રકૃતિ (ના.)
મળે-એકઠુ થવું તે (ક્રિ)
તાતી-ઉગામેલી, ગરમ,
તાજી ઉતરાવેલી (ના.)
તરવાર-વાંકતરકું લોઢાનું
હથિયાર (ના.)
નાસે-ભાગે, દોડી જાય (ક્રિ)
વાટ-રસ્તો (ના.)
ગાએ-વખાણ કરવા તે (ક્રિ)
ઉગમણી-સુરજ ઉગે તે

(ના.)
ખુમ-પોકરાણ (ના.)
આપ-પોતે (સ.)
આપમણો-સુરજ આથ મેછે તે (ના.)
ધાએ-દોડે, નાસે, આવે (ક્રિ.)
વાંકા-આડાં (વિ)
પાઘડી-પાઘડીઓ (ના)
ચંચળ-ડાહ્યા, હોંશિયાર (વિ.)
પ્રથમ-પેહેલા
નર-ભાયડો, માણસ, આદમી (ના)
બીકણ-ભો વાળો, પોચો, નરમ (ના)
ઘાવ-ઘા (ના.)
શીર-માથું (ના.)
નિરધન-પૈસા વગરનો, ગરીબ.
પામે-મળે (ક્રિ)
દેહ-શરિર (ના.)
વેદના-દુખ (ના.)

વાંઝીઓ-પુત્રવગરનું, ઉછેદ જવું (ના.)
પ્રગટે-થાય (ક્રિ)
પુત્ર-છોકરો (ના.)
રાંક-ગરીબ (વિ)
સૂતર-ઘરમંડળ (ના.)
તક-વેળા (ના.)
ટાળો-વિચાર (ના)
ઇશ્વર-પરમેશ્વર (ના.)
રૂજે-પ્રસન્ન થાય (ક્રિ)
વણિક-વાણિયા (ના.)
તોળે-જોખે (કૃ.)
તોલ-માપ, વજન (ના.)
પાળે-રાખે, પોષણ કરે (ક્રિ)
બ્યાજસોતું-બ્યાજ સહિત (વિ)
વિવેકી-સારી ચાલનું (વિ)
સુલતાન-એક મોટો બાદશાહ થઇ ગયો છે (ના.)
તુલે-બરોબર (વિ.)
શાહ-બાદશાહ, રાજા (ના)
વેહેવાર-વકર, આંટ, શાખ (ના)
ચુકે-ભુલે (કૃ.)

સવાહળ-અતુલ્ય, ઘણું, અગ્નિની પેઠે (વિ.)

પાઠ ૭ઃ

પ્રકૃતિ-તબીઅત (ના.)
કમજોર-જોર ઓછું તે (વિ)
દ્વેશભાવ-વેર, અદેખાઇ (ના.)
મુગલલોક-તાતાર દેશના લોકો (ના.)
ગાદીએ-તખ્ત ઉપર પાટ બેસવું (ના)
કારભારી-કારભાર કરનાર માણસ (ના)
બનાવ્યો-કરચો (ના)
શત્રુ-દુશ્મન (ના.)
હાથગયું-તાબે થયું (ક્રિ)
પુર્વકાંઠે-ઉગમણા કિનારે (ના)
ડુંગરીકિલ્લો-નાના પાહાડ ઉપર કોટ બાંધીને લડાઇનો સામાન રાખવો તે (ના.)
સરદારો-ફોજદારો (ના.)
મચાવીએ-ચલાવીએ (ક્રિ)
ડાળ-નાનું ડાળુ (ના.)
પવન-વા, વાયરો (ના)
નમિજવું-નિચા પડવું, નરમ પડવું (ક્રિ.)
હુમલો-હલ્લો, એક દમ ધસારો કરવો તે (ના.)
વખત-અવસર (ના)
સ્વાર-ઘોડા ઉપર બેસનાર માણસ (ના)
ચાકરીમાં-નોકરીમાં (ના.)
ચોપ-ચોથો ભાગ (ના.)
ઘાસ-કડબ, પુળા (ના.)
દાણા-અનાજ, ધાન્ય (ના.)
ઉઘરાવવું-એકઠું કરવું, ભેગું કરવું (ક્રિ)
ઠામઠામ-ઠેકાણે ઠેકાણે (ના.)
આગ-દેવતા, અગ્નિ (ના.)
લુટફાટ-જબરાઇથી ખુંચવી લેવું તે (ના)
ત્રાસ-ભય, બીક (ના.)
ગડબડાટ-ખુમરાણ થઇ રેહેવી તે (ના.)
એશઆરામ-સુખ (ના.)

નાજુક-કમળી નરમ (વિ.)
કવાયદ-લશ્કરી કસરત (ના)
કુરાચરણ-ખોટી ચાલ (વિ.)
પાણી-જોર, બળ, કૌવત (ના)
ચોકી-રખવાળી (ના)
પેહેરો-વખત ચોકી કરનાર માણસ (ના.)
બંદોબસ્ત-ચોકસી કરવી (ના)
તંબુ-ડેરો (ના.)
ખિદમતગાર-ખિદમતમાં રેહેનાર માણસ ચાકર (ના)
પુષ્કળ-ઘણું (વિ)
ઝુલ-બળ, ઘોડા ઉપર ઝુલતું લુગડું (ના)
કસાએલા-કસવાળા, મજબુત (ક્રિ)
પોશાક-પેહેરવાનાં લુગડાં (ના)
ગોડપદ-મરેઠામાં એક જાત છે (ના.)
જાદવ-યાદવ, જાદવા કુળના માણસ સમ્મા .ભિન પડી ગએ છે તે ઉપરથી થએલ હશે (ના.)
આગેવાન-સરદાર (ના.)
ચાલાક-હોંશિયાર (વિ.)
જોર-દમ (ના.)
ગણતી-હીસાબ લેખુ (ના.)
ઉલટા-અવળા (વિ.)
ત્રાસ-ભય, ખોફ (ના.)
નિશ્ચે-નક્કી (અ.)
ઘેરો-ઘેરી લેવું (ના)
મદદ-આધાર, ટેકો, આસરો (ના)
કતલ-કાપણી (ના)
ફોજ-લશ્કર (ના.)
સલાહ-દોસ્તદારી, એકઠુ થવું (ના.)
કબુલ-મંજુર (ના)
મુકામ-રેઠાણ, પડાવ (ના.)
મજબુતી-ટેકો, પુષ્ટી (ના.)
સરકરચો-તાબે કરચો (ક્રિ)

પાઠ ૬૦

ઘાટ—આકાર, ઘેલ (ના)
રચવા—કરવા, બનાવવા (ક્રિ.)
ફાવત—ગોઠત, ઠીક લાગત (ક્રિ.)
મેદાન—રણસંગ્રામ, વન (ના)
હેરાન—દુખી (વિ.)
હિંમતવાન—છાતીઘા (વિ)
ખજાનો—ભંડાર (ના.)
ખુટ્યો—ખાલી થયો (ક્રિ)
પગાર—મુસારો, નોકરી કરવાના રૂપીઆ (ના.)
આણીમેર—આ તરફ (અ)
આરેતરફ—ચોગરદમ (અ.)
છાવણી—લશ્કર રેહેવાની જગો (ના.)
દરવાજો—બારણું (ના)
લુટતા—ખુચી લેતા (કૃ)
અંતે—છેવટે, છેલ્લે (ના)
થાકી—હારી, થાક લાગ્યાથી (કૃ.)
ઢુકડીઓ—ઓળો (ના.)
માંદા—આજારી, શીક, બીમાર (ના.)
ઘડપણ—બુઢાપણ, બુઢ્ઢાપણું (વિ.)
ધાસ્તી—ભય (ના)
ડર—બીક (ના)
વ્હાલા—પ્યારા (વિ.)
કાળાકર્મ—કુકર્મ, નઠારાકર્મ (વિ.)
વિચાર—મનસુબો (ના.)
મનમાં—હૈયામાં
બીક—ભય (ના)
પાપ—કુકર્મ (ના.)
ગતિ—હાલત (ના.)
ફિકર—ચિંતા, આપદા (ના)
પ્રાણ—જીવ (ના.)
હીણપત—નામોસી (ના)
ભરોસો—વિશ્વાસ (ના.)
બાતમીદાર—ખબર લાવનાર (ના.)
આગેવાન—આગળ પડનાર માણસ, ફોજનો સરદાર (ના.)
લોભરૂપી—લોભી (વિ.)
અમલદાર—હાકેમ, સુબો (ના)

ઈતબાર-ભરોસો (ના.)
ચાહાતા-પ્યાર કરતા (કૃ.)
હલકાજ-નિચા (વિ.)
ધિક્કારતા-તીરસકાર કર
તા (કૃ.)
મસીદ-નીમાજ પડવાનું
ઠેકાણું (ના.)
મિત્ર-સ્નેહી, ભાઇબંધ (ના.)
શોક-શોગ, પશ્ચાતાપ (ના.)
ઈંગ્રેજ-ઈંગલંડના (ના.)
મક્કા-અરબસ્તાનમાં શ
હેર છે, મુસલમાનનું
જાત્રાનું ઠેકાણું (ના.)
હાજી-લોકની જાત (ના.)
ઈતિહાસકર્તા-ઈતિહાસ બ
નાવનાર (ના.)
બાબત- વિષય (ના.)
સુરત- ગુજરાતમા તાપી
નદી ઉપર શેહેર છે (ના.)
મુંબાઇ-હિંદુસ્તાનને પશ્ચિ
મ કાંઠે બંદર છે (ના.)
આદરસત્કાર-માન, આત
કાર

## પાઠ ૯૧

જુઠું-ખોટું, ખરે ખરૂં ન
કહેવું (વિ.)
ટેવ-ચાલ (ના.)
છોડવી-મુકવી (કૃ.)
રજા-છુટી (ના.)
મેહેતાજી-મોટા શિક્ષક (ના.)
બુઢ્ઢા-ઘરડા (વિ.)
કાકા-બાપના ભાઇ તે (ના.)
નમસ્કાર-પગે લાગવું (ના.)
બુદ્ધિ-અક્કલ (ના.)
ચપળ-હોંશિયાર (વિ.)
આળસુ-સુરતીવાળો (વિ.)
રૂપ-છટા, ઇબારત (ના.)
ખામી-ખોડ (ના.)
અપરાધ-ગુનોહ (ના.)
હરઘડીએ-હાલચાલ (ના.)
ટોકું-માથુ (ના.)
ધુણાવ્યું-હલાવ્યું (ક્રિ.)
નિસાસો-નીશવાસ, દીલા
સો, નેસાકે (ના.)
દલગીર-નાખુસ (વિ.)
છોડી-મુકી (કૃ.)

વાળુ-રાતનું ખાવું તે (ના.)
પાધરો-તરત, પાંસરો (વિ)
શિખામણ-ફાયદાની વાત (ના)
માઠી-નઠારી ખબર (વિ.)
આશા- ઉમેદ
દાદા-માનો બાપ, બાપનો બાપ (ના.)
ખેલતો-રમતો, આપડતો (ક્રિ.)
પાકાં-પાકેલાં, ખાવા લાયક (વિ.)
ચણીબોર-નાનાબોર, ચણાના દાણા જેવડાં બોર (ના)
શોધતા-ખોળતા (કૃ.)
મોસમ-રત (ના)
પુરી-બરોબર (વિ.)
કાચાં-વગર પાકેલાં (વિ)
પટેલ-કણબી, ગાડું હાંકનાર માણસ (ના)
પેલીમેર-સામી બાજુએ (અ)
રસ્તો-માર્ગ, વાટ (ના.)

વાડ-ફરતો કાંટાનો કોટ (ના)
છીંડું-બાકું, જવાનો માર્ગ (ના)
ખેતર-દાણા પાકવાની જગો (ના.)
અનાજ-અન, દાણા, ધાન (ના)
છોડ-રોપો, છોડવો (ના.)

પાઠ ૮૨

ચાંપતા-દાબતા (કૃ.)
કુદી-કુદકો મારી, ઠેકડો મારવો (કૃ)
ડગલી-બેવડો અંગરખો (ના.)
બોરડી-એક જાતનું ઝાડ (ના)
પગ-પાય, ટાંટીયા (ના)
કાંટા-સુળો, ફાંસ (ના.)
ભાગ્યા-વાગ્યા (ક્રિ.)
આંચકો-હડશેલો, જોર ભેર ખેંચવું (ના.)
ચળ-સડ (અ)
મોટથી-મોટા ધાંટા કાઢીને

(વિ.)

ધમકાવી-બીવરાવીને, ભય બતાવીને (કૃ)

હાઝાંજ-ડોંસ, ગાતર (ના.)

માફી-છુટી આપવી તે (ના.)

માએ-માતાએ (ના)

ગાંધી-હરેક તેજાનો તથા સરસામાન વેચનાર માણસ (ના)

સોદા-લુચ્ચો (ના.)

કચડી-ચાંપી (કૃ.)

નાસતો-દોડતો (કૃ.)

વઢશો-લડશો, ખીજસો (ક્રિ.)

ડોળા-આંખની કીકી, આંખો (ના.)

હાંકવા-હાંકી મુકવાં, મારી કાઢવા (કૃ.)

ઇનસાફી-વાજબીની રાહે ન્યાય પ્રમાણે (વિ.)

તપાસ-તજવીજ (ના.)

સજા-શિક્ષા (ના)

ઝાંપો-બારણું, દરવાજો

(ના.)

પગલા-પગનો આકાર ભોંયપર પડવો તે (ના.)

કાદવ-કચરો (ના)

પોંક-ધાન પાકતા પેહેલાં સેકીને ખાવું તે (ના)

ચોરવા-છુપાવીને લેઈ જવું (કૃ.)

ઘટતી-લાયક (વિ.)

અજાણ-અજાણતા (વિ)

ચંપાયા-દબાયા (ક્રિ.)

ઘાંટો-સાદ, બોલ (ના.)

મનાય-ખરૂં લાગે (ક્રિ.)

નકામું-ખપ વગરનું (વિ)

ઝપાટા-જોર મારવું તે (ના.)

સોળ-સુજયું, સોજો ચઢાવો (ના)

પાઠ ૮૩

ઉઠ્યા-ઉભા થયા (ક્રિ.)

અથ-પેહેલું શરૂપત (ના.)

ઇતિ-છેલ્લું, છેડો (ના.)

યથાસ્થિત-બરોબર (વિ.)

અંતઃકરણ-હૃદય, હૈયું (ના)

પરિણામ-ફળ (ના)
રાતે-સુઇ જતી વેળાએ (ના.)
રડેલી-રાએલી (કૃ.)
ઉદાસ-દીલગીર (વિ.)
જવાબ-ઉતર (ના.)
વાદ્યો-સામો કહેવો (ક્રિ)
શક-વેહેમ (ના.)
ચુપ-મુગો, છાનોમાનો (ના.)
ગુનોહ-વાંક (ના.)
ના-નહી (અ.)
છાનું- ચુપ, ગુપ્ત (ના.)
એવડો-જે તરફનો (વિ)
સાચેસાચુ-ખરેખરૂં (વિ.)
છાતી-હામ (ના.)
શિક્ષા-સજા (ના.)
માર-શિક્ષા (ના.)
વીતેલી-બનેલી, થએલી (કૃ.)
ટગમગ-એક નજરથી સામ સામું
છેતરચા-ઠગ્યા (ક્રિ)
ભરૂસો-વિશ્વાસ (ના.)
સરમ-લાજ, મરજાદ,
આબરૂ (ના.)
સોક-દલગીર (ના.)
અધઘડી-અડધી ઘડી (વિ)
પસ્તાવું-વિમાસવું (ક્રિ)
હાલત-અવસ્થા (ના)
સધરતો-રાખતો, સોબત કરતો (ક્રિ)
સત્ય-સાચુ ખરૂં (ના.)
વહાલું-પ્યારૂં (વિ.)
બેટા-છોકરા (ના.)
આગ્રહ-બળાત્કારે, સખતાઇ (ના)
સાહે-મદદે, પ્રસંન (કૃ.)
મશ્કરી-હાંશી, મિજાગ (ના.)

પાઠ ૮૪.

શુદ-અજવાળું પખવાડયું (ના)
આશો-હિંદુ લોકોને છેલ્લો મહિનો (ના.)
છાંટા-ટપકાં (ના.)
સીપ-છીપ (ના)
ઉઘાડા-ખુલ્લા (વિ.)

મોઢાં-મો, મુખ (ના.)
પેટ-હચ (ના.)
ઉતારશ-ગળી જવું (ક્રિ.)
દાણા-મોતી (ના.)
વર્ણન-વાત, બયાન, હકિકત (ના.)
કવિતા-કાવ્ય (ના)
જોડકાં-જોડું (ના.)
કાલીમાછલી-બે જોડાએલી સીપો, જોડકાં (ના)
રોગ-દુઃખ, દરદ (ના.)
સરીર-અંગ, દીલ (ના.)
રસી-નરમ, રસજેવો (ના)
પદાર્થ-વસ્તુ, ચીજ (ના.)
ખાડી-અખાત (ના)
કરમંડ-દક્ષિણ હિંદુસ્તાનનો પુર્વ કાંઠો (ના.)
હોડીઓ-નાના નાખ (ના.)
પાલખો-ઝુલતાં હિંચકાં (ના)
છપ્પન-પચાશને ૭ (વિ.)
ડંગડાજ-ડસ્કો મારવો તે (ના.)
વૂસ્સા-ભૂગડું, કપડું (ના)
ટાંગેલું-લટકાવેલું (કૃ.)
દોરડાં-રાશો (ના.)
સટકિયું-દોપટો, નાના રૂમાલ (ના.)
ગાંઠ-ગઠો (ના.)
સુધા-સહિત, સાથે (અ.)
તળીએ-છેક નીચે (ના.)
ડબકી-ઘણી વાર સુધી પાણીમાં રેહેવું તે (ના)
જલદીથી-ઉતાવળથી (ના.)
હોંશિયારી-ચંચળ (વિ.)
મિનિટ-૬૦ સેકંડ (ના)
લગભગ-આસરે (ના.)
સામટી-એકઠુ કરવું (કૃ.)
ભેગી-સાંભરી લેવું (કૃ.)
પોહોર-૭॥ ઘડી, ત્રણ કલાક (ના.)
પલાળેછે-ભીનું કરેછે (ક્રિ.)
બાઝેલાં-વળગેલાં (કૃ.)
ઢગલો-થોક, પુંજ (ના)
ચીમટાવતી-ચીપીયાથી (ના.)
ચુંટી-તોડી (કૃ.)
વેહવાળી-કાણાળી (વિ.)

આળણીઓ-આળવાનું વાસણ (ના)
વડ-વળ ભાગ (ના.)
રેશમ-હીર (ના.)
દોરા-દોરી, દોરડો (ના.)
પીરવી-ભરવી (કૃ.)
સેરા-હારા (ના)
ઝૂમખાં-લૂમખાં (ના.)
ઘરેણાં-સોના રૂપાના ઘાટ ઘડીને શરીરે પહેરવાં (ના.)
ઓશાડ-દવા (ના)
સરકામાં-એક જાતનો ખાટો પદાર્થ (ના.)
રસાં-રસી, નરમ (ના)
ઝાઝી-ઘણી (વિ.)
પોપડ-પોપડો (ના.)
વિલાયત-ઈંગ્લંડમાં (ના.)
રમકડાં-રમવાની ચીજ, કાંઇ ચિત્ર (ના.)
ખટન-ખાટિયું (ના.)
અપ્પુ-છરી (ના.)
હાપા-હાપને ઝાલાની જગો (ના)

**પાઠ ૮૫**

ટળે-નાશ પામે (ક્રિ)
શિલા-પથર (ના.)
શ્વાન-કૂતરો (ના.)
પુંજ-ઢગલો (ના)
આભ-આભલું, વાદળ (ના)
ભુજંગી-સાપના આકારે (વિ)
છંદ-જોડા ઓપાઇ લેહે (ના.)
સાથ-સાથે, જોડે (અ)
સાંધી-સીવી, વળગાવી, આપી (ક્રિ)
જાળવી-સાચવીને (કૃ)
બંધ-બંધન, બીડાણમાં લેવું તે (ના)
પાશરી-સીધી (વિ.)
વાંક-વાંકી (વિ.)
ટાળી-મૂકાવવું, છોડવી (ક્રિ.)
અંગ-શરીર (ના.)
ભૂતળે-પૃથ્વીનું તળિયું (ના)
ભાળી-જોઇ, દેખી (ક્રિ)
નાગ-સર્પ (ના.)

રીઝે-ખુશી થાય (ક્રિ)
ખીજે-ચીડેખએ (કૃ)
ડસેછે-કરડેછે, ડંખેછે (ક્રિ)
પ્રેમ-હેત (ના.)
પુષ્પ-ફુલ (ના.)
હીંગ-ગદ્દાવાળો પદાર્થ (ના)
પાસ-સોરભ, વાસ (ના)
માળી-ફુલવાળો (ના)
ધરી-મુકી બદળી (કૃ)
સાખુ-એક નોખાર (ના)
કાળે-વખતે (ના)
પુર-ભરતી (ના)
થોભે-થંભાવે, ખાળે (ક્રિ)
શાવડે-શાથી (વિ.)
નેવ-ધાધોડા પડતા હોય તે (ના)
નીર-પાણી (ના)
મોભ-છાપરાનો વચલો લાકડો (ના.)
ખાડ-ખાડો (ના.)
ખાળી-રોકી (ક્રિ.)
લઘુ-નાનું (વિ)
વક્ષ-ઝાડ (ના.)

વાળો-ધાતુનો તાર (ના)
છોટાપણે-નાનપણે, બાળ પણે (વિ.)
ખુરી-નઠારી, દુષ્ટની (વિ)
રૂડી-સારી (વિ.)
દુષ્ટની-પાપની (વિ)
દયાળી-દયા ઉપજે એવી (વિ.)
ક્રિયા-કામ, વિધિ, જુક્તિ (ના)
કેળવો-કેળવણી આપો, સુધારો (વિ.)
નિતી-ચાલ ચલગત (ના.)
ભેળવો-મેળવીલો, (ક્રિ)
હેળવું-હેળવી લેવું (ક્રિ.)
પઠે-ભણે, શિખે (ક્રિ.)
રચ્યાછે-બનાવ્યા છે (ક્રિ.)
દલપતરામ-કવિશ્વરછે એ મદાવાદમાં રામજીમંદરની પોળના રેહેવાસી (ના.)

પાઠ ૮૬.

લુગડાં-કપડાં-વસ્ત્ર (ના.)
શીવવાનો-બનાવવા, પેહે

રવા જેવા (કૃ.)
સેંચો-સંકંચો, સંહેલી યુ
કિત (ના.)
રચના-બનાવ (ના)
સુતર-સહેલું (વિ)
બખિઆ-ઝીણી સીવણી
(ના)
આંપણ-ઓક (ના.)
લગતો-જોડે, અડતો (અ)
ચીકન-રેશમનું ભરત (ના)
ભરવાનો-ગુથવાનો (કૃ.)
ભરત-ગુથણું, ભરતર (ના)
મખમલ-એક જાતનું ઊં
ચુ લુગડું (ના)
સુંદર-સારૂં (વિ.)
અમેરિકા-પૃથ્વીની પશ્ચિ
મનો એક ભાગ (ના.)
ઈંગ્લાંડ-વિલાયત, લંડન
(ના.)
યંત્ર-કળા, યુક્તિ, હથિ
આર (ના.)
ફાયદો-નફો, ગુણ (ના.)
ભાવ-મરજી, મુલ (ના.)

દરજીઓ-મેરાઇ, સુઇ (ના)
બરખાત-સાચે સાચું (વિ)
બુમ-પોકરાણ, પોકાર (ના)
ધંધો-રોજગાર, વેપાર (ના)
રોજી-રોજગાર (ના.)
ઘટવા-ઓછો થવા (કૃ.)
બદલે-સાટે (ના.)
રકમબંધ-જથાબંધ (ના)
કમાઇ-પેદાસ (ના.)
લાંબો-ઊંડો (વિ.)
રેલવે-લોઢાની સડક (ના.)
કમસમજ-ઓછી સમજ
(વિ.)
હજારો-લાખો (વિ.)
હિસાબ-દાખલો, દ્રષ્ટાંત સે
વું તે (ના)
ગણીશું-ગણતરી કરશું
(ક્રિ.)
ધારતા-વિચારતાં (કૃ.)
આગબોટ-સમુદ્રમા વરાળ
યંત્ર સીખાણ ઝડપથી
ચાલનારૂં વહાણ (ના.)
આગગાડી-લોઢાની સડક

અગ્નિના જોરથી ચા
લનારી ગાડી (ના.)
મુકીને-મેલીને (કૃ)

પાઠ ૮૭

પશ્ચિમ-આથમણું (ના.)
અફગાનિસ્તાન-પઠાણ લો
કનો દેશ (ના)
દેશ-મુલક (ના)
રાજધાની-રાજગાદી (ના.)
કાબુલ-અફઘાનિસ્તાનમાં
શેહેર (ના)
આખા-બધા (વિ.)
હિમાલય-ઠંડકની જગો(ના)
પર્વત-પહાડ, ડુંગર (ન)
હિંદુકુશ-અફઘાનિસ્તાનમા
પર્વત છે (ના.)
શાખા-ફાંટો, ડાળ (ના.)
ઇરાન-પારસી લોકોનો દે
શ (ના.)
અગ્નિખુણ-પુર્વ ને દક્ષિ
ણની વચેનો ખુણો (ના)
આડાઅવળા-વાંકાચુંકા (વિ)
બરફ-મહી, ઠંડ(ના)

શિખર-ટોચ, મથાળું (ના.)
બારેમાસ-આખુ વરસ (ના)
હિંદુસ્તાન-હિંદુલોકનું રે
ઠાણ (ના.)
ફળ-મેવો (ના.)
પઠાણ-અફગાન (ના.)
જોરાવર-બળવાન (વિ)
ચંચળ-હોંશિયાર, ચપળ
(ના.)
ઉન-ઘેટાના વાળ (ના.)
લડવૈયા-બંડખોર (વિ.)
જંગલી-માણસમજુ જંગ
લમાં રેહેનાર (વિ.)
નિર્દય-પાપી, દયા વગર
નો (ના.)
હુકમ-અમલ (ના)
માફક-અનુકળ, મળતું(વિ.)
હવા-વા, વાયરો, ઠંડક(ના.)
વિસ્તાર-લાંબા પોહળો(વિ)
પ્રમાણે-બરોબર (વિ)
પાર-નદી સામો કીનારો,
તેડ (ના)
ખેતી-અન્ન પકવવાના કા

મમાં (ના)
નેહેરા-નીકો (ના.)
મગર-એક જાતનું માછી ખાનારૂ જાનવર (ના.)
ઉજડ-વસ્તી વગરનું (વિ.)
અન-અનાજ, ધાન્ય (ના)
દળવાનો-ભરડવાનો (કૃ)
ચાલ-રીત (ના.)
જોર-બળ (ના)
ઘંટી-ચક્કી (ના.)
ડુંગરા-પર્વતો, પાહાડ (ના.)
ટેકરા-નાના ડુંગરા (ના.)
વેવાર-સંસાર, સબંધ, રોજગાર (ના)
ઊંટ-એક જાતનું જાનવર (ના)
સાંઢણી-ઊંટડી (ના)
મેવા-ફળ, ફળાદી બદામ ચારોળી પસ્તા દ્રાખ વગેરે (ના)
સોંઘો-સસ્તો (વિ.)
સપાટ-સાફ (વિ.)
ખોડ-ખરડો, વાંસો (ના.)

ટટ્ટુ-નાનો ઘોડો, ખચ્ચર (ના.)
લાખીને-નાખીને, ભરીને (કૃ.)
ચીન, તાતાર, ઇરાન } એશિયાના મધ્ય ભાગે દેશછે (ના.)
હિંદુસ્તાન-એશિયાની દક્ષિણમાં દેશ છે (ના.)
કરાંચી-સિંધુ નદી ઉપર કે હિંદુસ્તાનના પશ્ચિમ કાંઠે બંદર છે (ના)
શાલ-ઊનનું ઊંચી જાતનું મુલ્યવાન લુગડું (ના)
તંબાકું-એક જાતની કેફી વસ્તુ (ના.)
બદામ, પસ્તાં, અખોડ } સુકો મેવો (ના.)
લીલો-તાજો તરતનો (ના.)
સુકો-સુકાએલો (વિ)
દાઢી-ખાદી (ના.)
મલમ-ઝીણું કપડું (ના.)

રેશમીકાપડ-રેશમના વણાટથી બનેલું (ના)

કિનખાબ-ઊંચી જાતનું લુગડું (ના)

ગુળી-કાળી વસ્તુ (ના)

સપેતો-ચાક, ધોળી વસ્તુ (ના)

વાસ-સોડમ (ના)

તેજાનો-ગરમ વસ્તુઓ(ના.)

મસાલો-સામાન (ના)

વસાણું-શિયાળામાં ખાવાનું કરવું તે (ના)

ગુલામ-વેચાણ લીધેલો ચાકર (ના)

કુરાન-મુસલમાનના ધર્મનું પુસ્તક(ના)

કાયદો-ન્યાય કરવાનો ધારો રસ્તો (ના.)

અસલ-જુનું, ઘણા વરસનું (ના)

રિવાજ-ચાલ ધારો (ના)

ઇનસાફ-ન્યાય (ના)

નુકશાન-ગેર ફાયદો (ના.)

પંડેજ-પોતે (સ)

વેર-અદેખાઇ (ના)

વટલાતા-

ધર્મ-ચાલ રીત (ના)

સ્વતંત્રપણું-આપ અખ્તિયારી (ના.)

જુલમ-ક્રૂર (ના)

સેહેતા-ખમતા (કૃ)

સંપ-એકો (ના)

પાદશાહ-બાદશાહ, મોટા રાજા (ના.)

સામાવાળા-શત્રુ (ના)

કેદ-બંધીખાને (ના)

ઉથલપાથલ-ફેરફાર (ના)

## પાઠ ૮૮

વનસ્પતિ-લીલોતરી ઉદભીત પદાર્થ (ના.)

જીવ-પ્રાણ (ના.)

ઉગેછે-થાયછે (ક્રિ)

તાપ-તડકો (ના)

અજવાળું-પ્રકાશિત (ના.)

ફેરફાર-ઉથલપાથલ (ના.)

અજવાળું-પ્રકાશિત (ના)

સુરજ-રવી, દીવસ કરનાર (ના)
ખુલ્લું-ઉઘાડું (વિ)
તાજુ-તૈયાર (વિ.)
કરમાઈ-ચમડાઈ,(ના.)
ડાંખળી-ડાળ (ના)
વેદના-દુઃખ (ના.)
ભાગ-હિસ્સો (ના.)
મુળ-ઝાડનો જમીન માંહે નો ભાગ (ના)
ચોમેર-ચોતરફ (ના)
આધાર-મદદ, ટેકો (ના)
સીધું-ટટાર, સ્થિર (વિ.)
પોષણ-રક્ષણ (ના.)
ચીજ-વસ્તુ (ના.
વાદળી-કાળાં (વિ.)
ચુસવું-સોસવું (ક્રિ.)
થડ-ઝાડનો વચલો ગોળ ભાગ (ના.)
ડાળાં-મોટાં થડ (ના.)
શ્વાસ દમ (ના.)
છાલ-ખાલ (ના.)
ઇજા-હરકત (ના.)
વધિછ-મોટા થાય, વધારો થવો (ક્રિ.)
ફુલ-મોર (ના.)
ખરી-પડી (ક્રિ.)
મરવા-નાની કેરી (ના.)
કેરીઓ-આંબાનું ફળ (ના.)

પાઠ ૮૯

કપૂર-એક જાતનો સુગંધીવાળો પદાર્થ (ના.)
તરેહવાર-જાત જાતના (વિ
રોગાન-એક જાતનો ચીકણો પદાર્થ (ના.)
અણીદાર-અણીવાળું (ના)
પડ-પોપડો (ના)
ચળકતું-ઊજેશવાળું (વિ.)
વઠાણા-ગોળ ગોળ દાણા (ના)
માવાદાર-ગરવાળું (વિ.)
બાસ-ગંધ (ના.)
લવીંગ-એક જાતનો તેજાનો (ના)
ખડબચડી-ખાડાખૈઆવાળી (વિ)
લીસી-સાફ (ના.)

ચીકણી-ચીકાશવાળી(વિ.)
મુસાફર-રસ્તાનો જનાર પંથી (ના.)
જંગલ-રાન, વગડો (ના.)
સીરો-ફાટ (ના)
આકડા-એક જાતનું ઝાડ (ના.)
ઝરપે-ઝરે, વહેછે, ટપકે છે (ક્રિ)
ઓગળવાની-ઓગાળવાની (કૃ)
પરાળ-ઘાસ (ના.)
મટોડી-માટી (ના)
ભઠ્ઠી-મોટું બળતું (ના.)
માઠી-ખરાબ (વિ.)
જલદ-તીખાશ, આકરો, નાશ પામે એવું (વિ.)
સ્વાદ-રસ (ના.)
કડવો-કડુઓ(વિ)
સફેદ-ધોળું (વિ)
ધુમાડો-ધુણી (ના)
ઓગળતું-ગળતું (કૃ.)
દારૂ-કેફની વસ્તુ (ના.)
અર્ક-ગરમી જોરથી સંચાની મારફતે નિકળતા પાણી જેવું તત્વ (ના)

પાઠ ૫૦

નટ-નજરબંધીનો ખેલ કરનાર બાજીગર (ના)
ભારૂડી-વાદી, બાજીગાર(ના.)
આસન-બેસણું (ના.)
નજરબંધી-નજરને બાંધીને ખેલ કરવાની કીયા (વિ)
ખેલ-તમાસો (ના)
આકાશચલ્લી-આકાશનો તમાસો (ના.)
તમાશો-ખેલ (ના.)
ભવાયા-ભાંડ લોકો ભવાઇનો વેશ કરનાર (ના)
ભવાઇ-ભવાયાનો ખેલ(ના)
વેષ-ઢંગ, ડોળ (ના.)
કસરત-મેહેનતથી સરીરને વાળવું (ના.)
વાંસ-મોટી વળી (ના)
અંગુઠો-પગની મોટી આગળી (ના.)

મોહનવેલ-મોહ પમાડે એવો વેલો (ના.)

વેલો-ફાટો, ફણગો, વસ્તાર (ના.)

કેડે-કમરે (ના.)

ભારો-ભારનો જથો (ના.)

બાજીગર-વાદી, ગારૂડી (ના)

સોબતી-સંગતી, પંગતીના માણસો (ના)

ઢોળી-પાડીનાખવું, (કૃ)

તાણવા-ખેંચવા (કૃ)

મતલબ-સાર, બીના, હકીકત (ના.)

ઠગાઇ-ઠગ, બાજી, છુરમાઇ (ના.)

પ્રકાર-રીત (ના.)

હિકમત-કળા (ના.)

ચુકવી-ખસેડી, લેવી (કૃ)

પાઠ ૯૧

હાર-હોળ (ના.)

ખભો-ખાંધ (ના.)

નીસરણી-સીડી (ના.)

પટો-પાટો (ના.)

દીંગ-અજબ (વિ)

રળિયામણું-સારૂં, મજાનું (વિ.)

ઊંધે-અવળે (વિ.)

અચરજ-નવાઇ (વિ.)

ટોચ-મથાળું (ના.)

આકાર-છબી (ના)

છેલ્લે-છેડે, છેવટે (વિ.)

દેરડી દેહેરૂં (ના.)

ચોરસ-લાંબુ, પોહોળું (વિ)

પ્રત્યેક-દરેક (વિ.)

ભાર-તોલ, વજન (ના.)

બગલ-કાંખ (ના)

પાઠ ૯૨.

જડ-જથો (વિ.)

મચે-મંડે (ક્રિ)

સુધારો-સારી ચાલ (ના.)

શુધ્ધ-ચોખ્ખું, સ્વચ્છ (વિ.)

કૃપાળુ-મેહેરબાની (વિ.)

બની-થઇ (ક્રિ)

બીજ-બજડા, બિયાં (ના.)

ક્યારો-ખાડો (ના.)

રચ્યા-કરચા, બનાવ્યા, (ક્રૃ.)

ચાવણું-ખાવાનું ખાણું (ના)
દેવ-પ્રભુ, ભગવન (ના)
જ્ઞાન-બુધ્ધિ (ના)
પિતામાત-માત તાત (ના)
પઢેલો-ભણેલો (વિ)
પાળનાર-રક્ષણ કરનાર(વિ)
તુચ્છ-ખરાબ (વિ).
પ્રાણી-જીવ (ના)
માનવી-માણસ (ના)
પ્રમાણી-ખરેખર (વિ)
વડું-મોટું (ના)
પુન્ય-ધર્મ દાખલ આપ
વું તે (ના)
ખજાનો-ભંડાર (ના)
ખુટે-ખાલી થાય, ઓછો પ
ડે (ક્રિ)
ઠગારા-ઠગ લોકો (ના)
લુટારા-લુટી લેનારા, જુ
ટી લેનારા (ના)
લુટે-ખુચી લે (ક્રિ)
ડુખતો-બુડતો (કૃ)
ઝાલો-પકડો (ક્રિ)
નારી-બાયડી-સ્ત્રી (ના)

મરદ-ભાયડો, પુરૂષ (ના)
ધારો-ચાલ, રીત (ના)
કષ્ટ-દુઃખ (ના)
સુખો-દુખનો નાશ કરવો
તે (વિ)
ધિક-ધિકારવું તે (વિ)
જન્મ-અવતાર (ના)
કથી-કહી, વદવું, બોલ
વું (ક્રિ)
છોટો-નાનો (વિ)
મુખે-મોઢે (ના)

પાઠ ૯૩.

ધારણકરવું-લેવું, ધરવું,
પ્રસિધ્ધ કરવું (ક્રિ)
ગોહત્યા-ગાયને મારવી(ના)
મોહબુધ્ધિ-ઘણી મુસ્કેલી
(વિ)
તખત-રાજ્યાસન, ગાદી
(ના.)
કાળ-મૃત્યુ, મરણ (ના.)
સિખ-પંજાબના લોક (ના.)
સ્થાપન-થાપના કરવી (ના.)
રજપૂત-ગુજરાતની ઉતર

